૩૯૯૭

# દેવું

અને

# નાણાનો ખરો ઉપયોગ.



ઇંગ્રેજી ગ્રંથોના આધાર ઉપરથી

રચનાર

રેવાશંકર અંબારામ ભટ્ટ.



અમદાવાદ:

ખાડીઆમાં પિતાંબરદાસ ત્રિ० મહેતાના હિતેચ્છુ પ્રેસમાં

જેસિંગ મૂળજીએ છાપ્યો.

ઈ. સ. ૧૮૮૮.

સંવત ૧૯૪૫.

કીમત ચાર આના. (*Four annas.*)

# ઉપોદ્ઘાત.

હાલના વખતમાં આ ભારતદેશમાં નાણાં સંબંધી તંગી વિષે વારંવાર લોકો ફર્યાદ કરતા નજર આવેછે અને તેને વાસ્તે દેશની દાઝ જાણનારા રાજનીતિજ્ઞ પુરૂષોનાં અંતઃકરણ બહુ દાઝેછે તેથી તેઓ યત્ન કરતાજ રહે છે. તેમને ખેડુતોની ઘણી દયા આવે છે કેમકે મનુષ્યનો આધાર અન્ન છે. તે અનાજ પકવનારા ખેડૂતો છે તેમની સ્થિતિ બહુ કંગાળ છે અને તેમનાં દુઃખનો પાર નથી. અથાક મહેનત કરતાં તેમની પાસે ખાવાને અનાજ ને પહેરવાને લૂગડાં પણ પૂરાં મળતાં નથી. તેનું મુખ્ય કારણ તેઓ દેવાના ડુંગર નીચે દબાઈ ગયાછે તે છે. તેમને કંઈ બોધ મળે તથા નાણાનો ખરો ઉપયોગ થાય એવું પુસ્તક બરાબર રચાય તો તે ઘણું મોટું થઈ જાય, ને ખેડૂત વર્ગના છોકરા તેની કીમત ભારે થઈ જવાથી લઈ શકે નહિ એમ જાણી તે વિષેનું આ સારાંશ રૂપ લઘુ પુસ્તક વાંચક વર્ગની સેવામાં મૂકવાની તક લીધી છે અને તેમાં પણ અપૂર્ણતા હશે તોપણ તેમાંથી કંઈક જ્ઞાન મળશે એવા ઇરાદાથી તથા કેળવણી ખાતાવાળાને ઇનામમાં લેવાને બની આવે જેથી તેનો બહોળો ફેલાવો થાય એવું ધારી ઇંગ્રેજી ચોપાનીઆના આધાર ઉપરથી આ નાનકડું પુસ્તક રચ્યુંછે. આશા છે કે એને જો સારો આશ્રય મળે તો જેમ બને તેમ સસ્તી કીમતે વેચવાનું ઠરાવ્યું છે. ભાષા પણ સાદી ને સાધારણ ભણેલા વાંચી સમજી શકે એવીજ વાપરી છે માટે સુજ્ઞ વાંચક વર્ગને વિનંતિ છે કે એના દોષ તરફ નજર ન કરતાં તેના હેતુ તરફ નજર થાય તો વધારે સારૂં.

ગ્રંથકર્ત્તા.

# દેવું અને નાણાનો ખરો ઉપયોગ.

———:000:———

## ઈસ્વીસન ૧૫૭૯ માં મરણ પામેલાની કબર ઉપર લખાયેલો શિલાલેખ.

કોણ, કોણ, અહિં કોણ છે?

હું રોબર્ટ ડોકારન્ટર છું, તે મેં મારી પાસે હતું તે ખરચ્યું, મારી પાસે જે હતું તે મેં આપ્યું અને જે મેં ખોયું તે મેં મૂક્યું.

---

## નાણાં વિષે સૂત્રરૂપ વચનો.

ખડાઈખોર માણસ કહે છે કે નાણું મેળવવું અને તેનાં ઘરેણાં કરાવી પહેરવાં.

ઉદાર માણસ કહે છે કે નાણું મેળવવું અને તેના હિસ્સા પાડવા:

કંજુસ માણસ કહેછે કે નાણું મેળવવું અને તે બચાવવું.

લફંગાં માણસ કહે છે કે નાણું મેળવવું ને તે ખરચી નાંખવું.

નાણાવટી કહે છે કે નાણું મેળવવું અને તે વ્યાજે આપવું.

જુગારી કહેછે કે નાણું મેળવવું અથવા તેને ખોઈ દેવું.

ડાહ્યા માણસ કહેછે કે નાણું મેળવવું અને તેનો ખરો ઉપયોગ કરવો.

---

# સુખશાંતિની ઈચ્છા.

સર્વ મનુષ્યપ્રાણી પોત પોતાના કુટુંબ સાથે આરામીઅતમાં રહેવાને ઇચ્છેછે. એ વિચાર કુદરતી છે અને ઘણી ખરીવાર જો અવ્યવસ્થા ન હોય તો તે મળવી શકાય છે. કમનશીબથી આ મૂલકમાં આથી ઉલટું છે. ઘણાં ખરાં મનુષ્ય પોતાની સંતાપજનક જીંદગી યુવાવસ્થાથી તે આખર અવસ્થા સુધી ગુજારે છે એટલુંજ નહિ, પણ તેમનાં છોકરાંને વાસ્તે વારસામાં મૂકી જાય છે. આમ થવાનાં ઘણાં કારણો છે, પણ તેમાં મુખ્ય દેવું કરવાનો ચાલ છે, અને તે આ મૂલકમાં સર્વત્ર જોવામાં આવેછે.

આ મૂલકમાં કેટલાએક આ અપવાદનો દોષ પોતાના નશીબ ઉપર મેલે છે. હિંદુસ્તાનના રાજનીતિજ્ઞ સુધારકો, જનમંડળને પ્રબોધ કરે છે કે રાજ્યમાં કારભાર કરવાને પ્રજા પસંદગીના હિમાયતીઓ રાખવામાં આવે એજ દેશનું દારિદ્ર્ય જવાનો શ્રેષ્ઠ ઉપાય છે. ઇંગ્લાંડમાં સેંકડો વર્ષથી પ્રજા પસંદગીના હિમાયતીઓથી રાજ્ય ચલાવાય છે, તોપણ સંખ્યાબંધ અવ્યવસ્થિત ગરીબો છે; માટે આપણા સુખનો સરકાર ઉપર આધાર રાખવા કરતાં આપણા પોતાના ઉપર આધાર રાખવો એજ વધારે યોગ્ય છે. સુધારાનો પ્રારંભ પ્રથમ પોતાની જાત, પછી ઘર, પછી ગામ, પછી પ્રાંત, પછી દેશ, ઇત્યાદિ અનુક્રમ પ્રમાણે કરવો જોઇએ.

દીર્ઘદૃષ્ટિથી નિરીક્ષા કરનારા ભવિષ્યનો વિચાર પ્રથમ કરે છે ત્યાર પછી તેને વાસ્તે તૈયાર થાયછે. આજ મોટો તફાવત જંગલી અને સુધરેલા માણસોમાં હોય છે, કેમકે જંગલી મનુષ્ય, માત્ર ચાલતા વખતનોજ વિચાર મનમાં

લાવે છે. આજ તેઓ મળવેલો ખોરાક ખાઈ આનંદ કરે છે, પણ ભવિષ્યનો વિચાર ન કરવાથી બીજે દિવસે ભૂખની વેદના ભોગવે છે. આ પ્રમાણેજ ઘણાખરા પોતે જે કમાયા હોય તે એકદમ ખરચી નાખે છે અને જ્યારે મંદવાડ કે બીજું અણધારયું ખર્ચ આવી પડે છે ત્યારે દેવું કર્યા વિના તેમનો છૂટકો થતો નથી. ડાહ્યા માણસો નિયમ પ્રમાણે નાણા બચાવી રાખે છે કે અણધાર્યો પ્રસંગ આવે તો ત તેમાં ખરચવાને અત્યુપયોગી થઇ પડે અને વ્યાજના ભારે બોજાથી મુક્ત થવાય.

આ દેશમાં દેવું ફેલાવાનાં કારણો, તેનાથી થતી ખરાબી તથા તેથી મુક્ત કેમ થવાય અને નાણાંના ખરા ઉપયોગ વિષે થોડાંક આધુનિક દૃષ્ટાંત સાથે નોંધ આપવી ઉપયોગી છે માટે તે પણ આમાં આપેલી છે.

---

## હિંદુસ્તાનમાં દેવું કરવાનો પ્રચાર.

ઘણું કરીને દુનિયાના સઘળા મૂલકમાં અને સર્વ કાળમાં માણસો થોડા અથવા વધારે દેવાના બોજામાં આવી ગએલા છે, અને આવી જાય છે. કેમકે આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં સોલોમને એ વિષે સૂચના આપી છે તે એ કે દેવું કરનાર જેનું દેવું કરેછે તેનો સેવક છે. તેમ હાલમાં ઇંગ્લાંડના ઘણાખરા ગરીબો પોતાનાં વસ્ત્ર ઘરેણે મેલી તેના ઉપર નાણું ઉધારે લે છે, તે શનિવારે જ્યારે તેમને સાપ્તિક પગાર મળે છે ત્યારે તેમાંથી નાણું આપી તે લૂગડાં છોડાવી લાવેછે તેમ હિંદુસ્તાનમાં તો અસલના વારાથીજ દેવામાં પડવું એ સાધારણ થઇ ગયું છે; કેમ કે હિંદુ લોકના જૂનામાં જૂના વેદ તેમાં સર્વથી મુખ્ય

ઋગ્વેદ તેમાં સ્તુતિ કરી છે કે, (૯) હે વરૂણ, મને દે-વામાંથી મુકત કર, તથા મારા વિસ્તારને, તથા મારી સાથે જે જે જોડાયા છે તેમને, અને જેની સાથે મારો સંબંધ છે તે સર્વને મુકત કર. અને હે વરૂણ દેવ, હું બીજાના દેવાને લીધે તેનો તાબેદાર ન થાઉં એમ કરજે. મનુના કાયદાનું પુસ્તક જે મનુસ્મૃતિ તેના ૧૪૦ મા શ્લોકમાં લખ્યુંછે કે વશિષ્ઠે નાણું ધીરનારને પોતાનું નાણું વધારવાનો હક દરમાસે ૧૮મો ભાગ વધારે લેવાનો આપ્યો છે તથા તેને કાયદેસર ગણ્યુંછે. દર સેંકડે દરમાસે બે ટકા વ્યાજ પોતાના કાયદાને વાસ્તે લેણદાર દેણદાર પાસેથી લે તે સારા માણસનો ધર્મ ઠરાવ્યો છે.

૧૪૨ મા શ્લોકમાં લખ્યુંછે કે નાણું વ્યાજે આ-પનાર બ્રાહ્મણ પાસેથી દરસેંકડે દરમ.સે બે ટકા, ક્ષત્રી પા-સેથી ત્રણ, વૈશ્ય પાસેથી ચાર અને શૂદ્ર પાસેથી પાંચટકા લઇ શકે છે.

ઓછામાં ઓછો વ્યાજનો દર સેંકડે દર વર્ષે ૧૫ ટકાનો છે તે જોતાં શૂદ્રને ૬૦ ટકા વ્યાજ આપવું પડે. હાલના વખતમાં પણ ગરીબ કરજદારને વારંવાર એક રૂપિએ એક મહીને એક આનો આપવો પડેછે તેની ગ-ણતરી કરીએ તો સેંકડે ૭૫ ટકા દર વર્ષે આપવા પડેછે. દેવું કરવાનો પ્રચાર આ દેશમાં ભણેલા ને અભણ સ-ર્વમાં છે. હિંદુસ્તાનમાં મોટામાં મોટા ભાગ ખેડૂત વર્ગનો છે અને બીજા માણસો કરતાં દેવું કરવાથી જે દુઃખ થાય છે તે આ લોકોને બહુ વેઠવાં પડ્યાંછે ને પડેછે. તે વિષે ખેતીવાડી સંબંધી સુધારો કરનાર મંડળીનો સ્થાપન કર-નાર સ્વર્ગવાસી ડાકતર કેરી કહેછે કે દેવારહિત જે ખેડૂત

હોય છે તે પોતાનાં વાવેલાં અનાજના છોડને ઘણી ખુશીથી જુએ છે અને મનમાં મગ્ન રહે છે. તેની ખુશીનું ચિત્ર ઘણું રળિયામણું જણાય છે. એવા બનાવ જોવામાં આવે તો મોટા ચમત્કારની વાત આ દેશમાં સર્વ કોઈ ગણે છે. ખેડૂત વર્ગના ઘણાખરા ભાગમાં દેવું કરવાની ટેવે ઊંડાં મૂળ ઘાલ્યાં છે તેને લીધે તે બિચારા જે મહેનત કરેછે તે તથા જે અનાજ પકાવે છે તે સર્વ દેવામાંજ આપી દેવું પડેછે એટલુંજ નહિ, પણ કાપણી કરવાનો વખત આવે ત્યાં સુધીમાં તો તેના દેવામાં સેંકડે ૪૦ ટકાનો વધારો થાયછે અને ખેતીવાડીનું કામ આખર આવે ત્યાં સુધીમાં તો તેના દેવામાં સેંકડે ૫૦ ટકાનો વધારો થાય તો પોતે ભાગ્યશાળી ગણાય છે.

આપણા જોવામાં ઘણા દાખલા આવ્યા છે અને આવેછે કે બે વર્ષના પાકમાંથી એક વર્ષના પાક જેટલું પણ તેમને મળતું નથી; આવું કોઈ એકનેજ થાયછે એમ નથી, પણ મૂલકના ઘણા ભાગમાં એમજ થાય છે. ગૂજરાતપ્રાંતમાં તો ઘણેખરે ઠેકાણે સરકાર ભરણાના રૂપિઆ પણ પૂરા થતા નથી તો માગનારને વ્યાજ જોગું આપવાની સગવડ તો આવેજ કયાંથી? આવી હાલતમાં આવી ગયાથી તેઓની નીતિમાં બગાડો થાય તેમાં લેશમાત્ર નવાઈ નથી.

પ્રાચીનકાળમાં આ મૂલકના કેટલાક ભાગમાં જમીન સરકારની કહેવાતી હતી તેથી તેને ઘરાણે મેલી શકાતી નહિ. બુંદેલખંડના ખાલસા ભાગમાં સરકારે રૂડા વિચારથી જમીનદાર લોકોને જમીનનો હક્ક આપેલો છે, પણ તેનો ઠરાવેલો દર તેમનાથી વધારી શકાતો નથી તોપણ વ-

રિષ્ઠ ધારણ કરનાર તરીકેની સર્વ સત્તા તે ભોગવે છે. તેઓ લાભને લીધે જે જમીન ખરીદ કરે છે તેના પૈસા તેઓ મારવાડી જેવા શાહુકાર પાસેથી લેછે અને થાનમાં જમીનને મેલછે તેથી મારવાડીઓ ઘણી ખુશીથી તેમને ધીરે છે. જ્યારે દૈવી આપત્તિ આવી પડે છે ત્યારે તેઓ સર્વ ખુએ છે અને વરિષ્ઠ ધારણ કરનારને બદલે કનિષ્ઠ ધારણ કરનાર થઇ જાય છે અને સર્વ માલમતા શાહુકારના કબજામાં જાય છે તેથી તે શાહુકાર તે ગરીબ પ્રજાને તેમના પ્રાણને ફકત આધાર યોગ્યજ આપેછે, અને તે સર્વ ગુલામની પેઠે શાહુકારનું કામ કરેછે.

ખેડૂત વર્ગને તેમની કમાણીનો ખરો ભરૂસો નથી એ કહેવું કેટલેક દરજ્જે વાજબી છે, કેમકે તેમના પાકનો આધાર અનુકૂળ મોસમ ઉપર રહેલો છે અને તે સાનુકૂળ કે પ્રતિકૂળ આવવી ફકત તેમનાજ હાથમાં નથી માટે તેમના ઉપર મેલાતા અપરાધનો એ બચાવ છે, તોપણ તેઓને જે મળેછે તે તેઓ જાળવી શકતા નથી એ ખરૂં છે. જ્યારે વધારે મળે છે ત્યારે વધારે ઉડાવે છે, ને પછી "અલ્લા એક બદામ" થઇ જાયછે. જે માણસોને મુકરર પગાર ઠરાવ પ્રમાણે મળેછે તે પણ ખેડૂતની પેઠેજ દેવાના બોજામાં સરખી રીતે આવેછે તે વિષે ઇન્ડીઅન મિરર કહેછે કે "હિંદુસ્તાનનો ખેડૂતવર્ગ અવિચારથી વર્તન કરનારમાં પંકાયેલો છે, તોપણ તેઓ એકલાજ એવા છે એમ નથી એમ બરોબર જણાયેલુંછે, તથા સાધારણ અકલથી નિરીક્ષા કરીએ તો જણાઇ આવે છે કે જે ભારતવાસીઓ કેળવણી પામેલાછે તે તથા જેઓ કેળવણી રહિત છે તે સર્વ જ્યારે તેમને દુનિયાદારીની

રીતભાત કરવાની આવેછે ત્યારે તેઓ ગજા ઉપરાંત વ્યય કરી સંકટના ભોગ થઇ પડે છે.” થોડાં વરસ ઉપર મદ્રાસના એક વર્તમાનપત્રમાં લખાયું હતું કે મદ્રાસ ઇલાકાના ૧૩૦૦ કારકુનો ઉપર તેમના પગારમાંથી વધારે ભાગ તેમના દેવાદારને આપવા સારૂ ફર્યાદ થઇ તે ફર્યાદ ન્યાયની અદાલતમાં નોંધાઇ હતી.” આમાં કદાપિ અતિશયોક્તિ હશે એમ માનીએ, તોપણ આ દુર્ગુણ ફેલાયો છે કે નહિ તે વિષે પ્રશ્ન પૂછવાનો રહેતો નથી. મદ્રાસના જે ભાગમાં ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો થયોછે ત્યાંના ધર્મ અધ્યાપકોમાંના ત્રીશમાંથી પાંચ અથવા છ જણ ભાગ્યેજ દેવા વગરના કોરા રહ્યા હશે એમ તપાસ કરતાં જણાયું છે. ઘરકામ કરનારા પણ વારંવાર વ્યાજે નાણું લઇને તે પતાવી શકતા નથી.

---

## દેવું થવાનાં કારણ.

ઘણાંખરાં મનુષ્ય છોકરવાદી સ્વભાવનાં હોયછે તેથી તેઓ હરેક વાતમાં ફકત ચાલતા વખતનોજ વિચાર કરે છે. ભૂતકાળ તથા ભવિષ્યકાળની લગાર પણ દરકાર રાખતાં નથી, માટેજ તેમને આજ પૂરૂં થાય એટલું મળ્યું હોય તો તેઓને આવતી કાલના સંકટમાંથી જે ઓછું થાય તેનો વિચાર સરખો પણ આવતો નથી. ડાહ્યા માણસ ભવિષ્યનો વિચાર કરેછે તથા તેની તૈયારી કરી મેલેછે તથા ભૂતકાળમાં જે બન્યું તે ભૂલી જતા નથી. તે વિષે લાંબ કહેછે કે “મનુષ્ય પ્રાણીમાં બે જાતના નમૂના જોવામાં આવે છે. એક ધીરનાર ને બીજો લેનાર, એક પૈસા જા-

ળવી રાખનાર અને એક ઉડાવનાર, એક દુરંદેશી અને બીજો ટુંકી નજરનો, એક બચાવનાર અને બીજો ખાનાર, એક પૈસાવાળો અને બીજો પૈસા વગરનો, તેમજ એક કુશાગ્ર બુદ્ધિનો ને બીજો માબાગ્ર બુદ્ધિનો એમ હોય છે." વિચાર કરીએ તો દેવું માણસની કમાણી ઉપર આધાર રાખતું નથી, કેમકે એકજ કચેરીમાં બે કારકુનો હોય તેમાંનો એક જેને વધારે પગાર મળતો હોય તે કરજના ઊંડા ખાડામાં ડૂબેલો માલૂમ પડેછે, ને બીજો જેને થોડો પગાર મળતો હોય તે એટલું બચાવી શકે છે કે જે ભાડાની ગાડીમાં બેશીને જવું પડતું હોય તેવી ગાડીને ઘોડો વેચાતો લઈ શકે છે. એક માણસ ફક્ત ૧૫ રૂપિઆના પગારમાં પોતાના કુટુંબ સાથે દેવું કર્યા વગર રહી શકેછે અને બીજો જે ૧૫૦૦ રૂપિઆનો પગારદાર હોય અને તે કુટુંબ વગરનો હોય તોપણ દેવાના બોજામાં દબાઈ ગએલો હોય છે. દેવું જેને કુટુંબનું ભરણપોષણ કરવું પડતું હોય એવા બાપના મરણ પામવાથી થાયછે. અથવા કાળ પડેછે ત્યારે નાણું વ્યાજે કાઢવું પડેછે એ અયોગ્ય નથી. જે કારણો યોગ્ય નથી તેને વાસ્તે નાણું ઉધારે લેવું તેના તે પોતેજ જવાબદાર છે. પોતાની ભૂલનો ડપકો, બીજા ઉપર બાનું કાઢો મઢવો એ ઘણું સહેલું ને નઠારૂં છે, પણ તે સુધારવાને યત્ન કરવો એ વધારે કઠણ ને સારૂં છે.

---

# લગનની તથા મૃત્યુની ક્રિયામાં ઉડાઉ-પણાથી થતું ખર્ચ.

એક અન્યદેશી લખનાર આપણી પરસ્પર વિરોધતાનું આ પ્રમાણે વર્ણન કરેછે કે, આ દેશના લોકો બરાબર ઉડાઉ નથી પણ ઉલટા કંજુસાઇથી અને લોભથી પૈસા એકઠા કરેછે અને પૈસાનો ઢગલો ભેગો થાય એવો તેમનો હેતુ હોયછે, તેથી તેનો ખરો ઉપયોગ કરવાનો મનમાં વિચાર સરખો પણ લાવતા નથી; એમ છતાં પણ જ્યારે લગનનો કે બીજો પ્રસંગ આવે તથા નાતજાતમાં તડ પડે. કે કોઇનાં મેણાં ટુણાં સાંભળે ત્યારે હલકામાં હલકી બાબત ઉપર પણ બહુજ ખરચે છે. વારંવાર સંભળાય છે કે લગ્ન પ્રસંગે વધારે નાણું ખરચાયછે. મદ્રાસના જાણીતા એક વર્તમાનપત્રથી જણાયુંછે કે થોડા દિવસ ઉપર એક છોકરાના લગનની ખુશાલીની જાફતમાં ૧૫૦૦૦ રૂપિઆ તેના બાપે ભાર મેલ્યા હતા. હિંદુની ગરીબ જ્ઞાતિઓમાં પણ આવાંજ બેપરવાઇનાં ખર્ચ કરવામાં આવેછે તેથી તેઓ દેવાની જાળમાંથી નીકળી શકતા નથી. પૈસાદાર લોકો પણ આવા ઉડાઉ ખર્ચથી કરજના દરિયામાં એટલા બધા ને એવા તો ડૂબી ગયાછે કે તેમને ઉપર આવવાની બિલકુલ આશા રહી નથી. કહેવાને નવાઇ લાગેછે કે આ લોકો "પૈસો મારો પરમેશ્વર" એમ જાણે છે તેથી તે મેળવવાને યત્ન કરેછે અને તેને વાસ્તે પોતાની પ્રતિષ્ઠાની હાનિ થાય એવી નોકરી કરેછે અને કોથળીમાં ઉમેરો કર્યા કરે છે એમ છતાં પણ વરા તથા ઉફાંદનાં ખર્ચ કરવાને બિલકુલ આચકો ખાતા નથી.

મદ્રાસના માજી રેવરંડ ડબલ્યુ. સ્ટીવન્સન નીચે લખેલા એક સાધારણ લગ્ન પ્રસંગના દાખલાનું વિવેચન કરેછે.

"૫૦ રૂપિઆના દરમાયાવાળા એક પુરૂષને પોતાની દીકરીના લગ્નપ્રસંગે ૫૦૦ રૂપિઆ ખરચવાના જોઇએ તે ન હોવાથી દેવું કાઢવું પડ્યું હતું; અને વળી તેના જાણવામાં હતું કે તે પૈસા મેળવવાનું તેની પાસે સાધન નથી, પરંતુ જ્ઞાતિના ધારાને તાબે થઇ ભારેમાં ભારે વ્યાજ આપવું નક્કી કરી પૈસા કરજે લીધા અને તે માટે વ્યાજના હાથથી દેવાની ઘંટીમાં ઘણા વરસ સુધી દળાયો. એમ કર્યા વિના તેનો છૂટકો નહોતો, કેમકે તે કહેતો હતો કે જો હું પ્રમાણિકપણે વર્તું તો મારી પાસે નાણું નથી અને મારા જેવાને દેવાના ભારમાં દબાઇ જવું એ ખોટું અને બેવકૂફી ભરેલુંછે; વળી મારી મહેનતથી જે મેળવ્યું હોય તેજ મારે ખરચવું તે સિવાય બીજું ઉધારે લઇને નજ ખરચવું, પણ કરૂં શું! મારી નાતની રીતભાત કર્યા વિના છૂટકો થતો નથી અને પાડોશીનાં મેણાંથી મારે નીચું જોવું પડે એવા બાયલા વિચારને તાબે થઇ બેવકૂફીથી તેણે પોતાની ગરદન દેવાની ધૂસરીમાં મેલી."

પંજાબ પ્રાંતના હિંદુઓમાં વૃદ્ધના મરણક્રિયાના વરામાં સરાસરી ૫૦૦ રૂપિઆ ખર્ચ થાય છે. વરને કન્યાના બાપને આપવાના રૂપિઆની સરાસરી દર કન્યાએ ૪૦૦ રૂપિઆ આવેછે, તે જ્યાં સુધી આપે નહિ ત્યાં સુધી લગ્ન થવા દેતા નથી. આવાજ ખર્ચ કરવાને વાસ્તે તેમની પોતાની ફળદ્રુપ વંશપરંપરાની જમીન નાણાં ધીરનારના હાથમાં જાય છે. મુંબઇ ઇલાકાના સમુદ્ર કિનારાના મૂલકમાં એટલે કોકણપટીમાં જમીનદાર પરણવાના ખર્ચમાં પોતાના બા-

પદાદાની જાગીરની જમીન વેચી દેઇ જોઇ દેછે. કન્યા પરણાવવાના ખર્ચમાં ખરાબખસ્ત થવાની બીકથી કેટલાક રજપૂતો પોતાની કેળના ગર્ભ જેવી કન્યાને દૂધપીતી કરતા હતા તેનો અટકાવ કરવા સારૂ સર. લી. ગ્રાંડ જેકબ સાહેબની સૂચનાથી સરકારને એક ખાસ ખાતું ઇંન-ફન્ટીસાઇડ ( બાળહત્યા અટકાવનારૂં ) કહાડવું પડ્યું હતું, તે કેટલાંક વરસ સુધી રાખી પછીથી બંધ કર્યું હતું.

આપણા ગૂજરાત પ્રાંતમાં પણ ઘણી નાતોમાં પહેરામણી કે વાંકડો આપવાનો ધારો છે અને એ ધારાને લીધે અહીના પાટીદાર અને અનાવળા દેસાઇઓ દેવાના ડુંગર તળે ઓછા દબાયા નથી.

હિંદુઓની એકઠા રહેવાની રીતિ ઉત્તમ છે, તોપણ તેથી મૃત્યુની ક્રિયા તથા લગ્નની ક્રિયા કરવાનાં ખર્ચ આવ્યા વગર રહેતાં નથી અને તે તમામ ખર્ચ જે મુખ્ય હોય તેને એકલાનેજ કોઇ કોઇવાર ભોગવવું પડેછે. જૂદા રહેનારને તેવા ખર્ચ ઘણાં આવતાં નથી તેમ પણ જે કમાય છે તેને માથે વધારે બોજો આવે છે અને એ બોજાની જાળમાં તથા આબરૂની જાળમાં અંતે ખરાબ-ખસ્ત થઇ જાયછે.

કેળવણી પામેલા જેઓ આ ચાલ પ્રમાણે વર્તે તેમને વખેડૂ ગણેછે તેવા પણ એમાં લપટાએલા જોવામાં આવે છે. તેઓ બીજાને બોધ કરે છે કે એવું કરશો નહિ, પણ એવા બોધકની અસર થાયજ કેમ? કહ્યું છે કે "ઘેલી સાસરે ન જાય અને ડાહીને શીખામણ દે." પ્રોફેસર રઘુનાથ મુડલેર નામનો મદ્રાસી કહે છે કે "મેં ઘણી

માણસોને લગ્ન પ્રસંગે નાચ કરાવવામાં, વરઘોડા કહાડવામાં, માંડવો શણગારવામાં, ચોખડીઆં વગડાવવામાં, માંડવામાં, રોશની કરવામાં રૂપિઆ ઉડાવતા જોયાછે. નાતવરામાં સારાં સારાં પકવાન કરી વિવાહની કે વરસીની નાતોમાં ઉડાવેછે અને કહેછે કે અમારા દોસ્તો કરે તે પ્રમાણે ન કરીએ તો અમારૂં નાતમાં હીણું દેખાય અને અમારા પક્ષમાં કોઇ રહે નહિ. વળી કહેવતમાં કહે છે કે "માબાપનું બારમું અને વહુનું સીમંત ફરીફરીને આવવાનું નથી". માટે એમાં પૈસો ખરચવો એ ઉત્તમ છે. આ ચાલે આપણા ગૂજરાતમાં સત્યાનાશની પાટી બેસારીછે. અમદાવાદના ઔદીચ બ્રાહ્મણોમાં વરા કરીને મોટાં મોટાં કુટુંબ પાયમાલ થઇ ગયાંછે, તોપણ તેમને દેવું કરવાથી શું પરિણામ આવેછે એ માલૂમ નથી એ અતી શોચનીય છે.

મદ્રાસની ખ્રિસ્તિ કોલેજના ચોપાનીઆના મુખ પૃષ્ઠ ઉપર લખેછે કે They are slaves who dare not be in the right with two or three બે અથવા ત્રણમાં જેઓને ખરૂં કહેવાની હિંમત નથી તેઓ ગુલામ છે.

જ્યાં પ્રજાનો સમજુ વર્ગ અણઘડ ને મૂર્ખ માણસનો દોરાયો દોરાયછે અને સમજ્યા છતાં એવા બંધનથી ખસાતું નથી ત્યાં સુધારો થવાની શી આશા રાખી શકાય?

સ્કાટલંડ દેશના રહેવાશીઓની કહેવત અથવા મુદ્રા લેખમાં છે કે They say! what say they? Let them say એનો અર્થ તેઓ જે કહે તે કહેવાદો પણ વાજબી છે તે કરો. પણ બીજાના બેવકૂફી ભરેલી ટીકા તરફ લક્ષ રાખશો નહિ.

અનાજ વધારે નીપજાવવાને સારૂ અમુક જાતનાં બીનો જથો જોઇએ છે. તેમજ નાણું વધારવાને વાસ્તે તેની મુંડી જોઇએ છે. એના ઉપર વ્યવહારનો મોટામાં મોટો આધાર છે. જો બાપ પોતાના છોકરાના લગ્ન પ્રસંગે જે દ્રવ્યનો મોટો જથો ઉડાવે છે તે તેના ફાયદાને માટે જેમાં નફો થાય એવી બાબતમાં તે પૈસો રોકે તો જે જુવાન જોડું પરણે છે તેને આવતા વખતમાં સારી રીતે રહેવાને માટે વધારે નફા જેવું થઇ પડે, અને તેના સુખમાં પણ વધારો કરે. જે નાણું ખરચે છે તેનોજ નાશ થતો નથી પરંતુ તેની સાથે તેના ફાયદા પણ ગુમાવાય છે.

લગ્ન પ્રસંગે આનંદ ભોગવવો એ વાજબી ને જરૂરનો છે. તે પ્રસંગે વાજબી હદમાં સગાંવહાલાં અને મિત્રોને બોલાવવાં અને તેમને ગમત કરાવવી, પરંતુ હાલમાં બેવકૂફી ભરેલા અને અનીતિનો ખર્ચ જે વધી ગયો છે તે, તથા રામજણીઓ નચાવી અનીતિનાં ગીત ને ગાયન સાંભળવાં તેને કેળવણી પામેલાએ જેમ બને તેમ પોતાના તન, મન ને ધનની શક્તિ પ્રમાણે હરેક રીતે ઓછાં કરવાં જોઇએ.

---

## નાણું સેવિંગસ બેંકમાં રાખ્યાને બદલે તેના ઘરેણા કરાવીને ખુએ છે.

હિંદુસ્તાન બ્રિટિશ લોકોના હાથ તળે આવ્યું તે પહેલાં લોકોને પોતાની માલ મિલકતની સહી સલામતીનો ભરોસો રહેતો નહિ; કેમકે આપણા બધાના જા-

ણ્યામાં ગીજનીના મહમદની બાર સ્વારીઓ આવેલી છે. મરાઠાઓનાં ટોળેટોળાં દક્ષિણથી તે બંગાળા સુધી લૂંટ-વાને ફરતાં હતાં તે પણ હજુ સુધી મનમાંથી ખસ્યું નથી, કેમકે કલકત્તાના બચાવને વાસ્તે તે વખતમાં જે ખાઇ ખોદી હતી તે હાલ પણ છે તેને મરાઠાની ખાઇ કહે છે. ધા-ડપાડુઓનાં ટોળાં હાથમાં ચળકતા ભાલા અને બળતી મસાલો લઇને રાત્રે પૈસાદારનાં ઘર ઘેરી લેતાં હતાં. તેઓને જો સઘળી મિલકત એકદમ આપવામાં ન આવે તો ઘણી ઘાતક પીડા થાય એવા ઉપાયો કામે લગાડતા હતા. કાન તોડીને વાળીઓ કાઢી લેતા, હાથ પગ બાંધતા કે જેથી સહેલી રીતે નાણું લઇ જવાય.

આવી અવસ્થાને લીધે લોકો પોતાની પાસે જે બચતું તેનાં ઘરેણાં કરાવતા કેમકે તે સહેલથી લઇ જવાય તથા સંતાડાય. આ કારણથી ઘરાણું કરાવવાની ટેવ પડી અને તે ટેવ આખરે સ્વભાવ થઇ પડીને આજ સુધી રહીછે.

હિંદુસ્તાન ઉંચી ધાતુની ઘોર છે એવું જે કહેવાય છે તે ખરૂં છે. કેમકે આખી દુનિયાની ઉપજનો ¼ સોનું અને ⅓ રૂપુ હાલમાં આ કામમાં (ઘરાણું કરાવવામાં) ઉ-ડાવાય છે.

સન ૧૮૮૧ ની પરદેશથી હિન્દુસ્તાનમાં આવેલી ખરી આયાત ૪૫૦૦૦૦૦૦૦ છે. સન ૧૮૮૪ આખર થયેલાં પાંચ વર્ષમાં જે સોનું આવ્યું તે ૨૨૫૦૦૦૦૦ કીમતથી વધારે નાણાના આકારમાં આવ્યુંછે, તોપણ એવા સોનાના સિક્કા ભાગ્યેજ જોવામાં આવેછે, કેમકે તેનાં ઘરેણાં થાય છે. રૂપાનું નાણું સાધારણ રીતે સિક્કાના આકારમાંજ આપણને પહોંચે છે, તેમાંથી કેટલાક રૂપિયા ફરતા રહેછે.

કેટલાક દાટી મેલવામાં આવેછે, પરંતુ રૂપિયાની ઘણી સં-
ખ્યા ઘરેણાં કરાવવાને વાસ્તે ગાળવામાં જાય છે.

આપણા હિંદુ લોકોની તમામ જાતિમાં કેટલીક ન-
ઠારી રૂઢીઓને લીધે નાણાંને ગાળીને તેનાં ઘરેણાં કરાવવાં
પડે છે તેમાં જે રાક્ષસી નાણું વપરાય છે તેનો કંઇપણ
વિચાર આવતો નથી એટલુંજ નહિ, પણ નવાં નવાં બપ-
કાનાં ઘરાણાં કરાવી નાણાં રોકે છે.

પહેલું આપણે ઘરેણાં કરાવવાનું ખર્ચ થાય છે તે
વિષે વિચાર કરીએ. ગઇ વસ્તીપત્રકની ગણત્રી પ્રમાણે
હિંદુસ્તાનમાં ૪૦૧૫૮૨ સોની અને ૩૮૪૯૦૮ લુહાર હતા.
હવે તે જુવાન સોનીઓની સરાસરી કમાઇ દર માસે દર
મનુષ્યની ૬ રૂપિઆ ઓછામાં ઓછી ગણીએ તો દર
વરસે ૨૮૯૧૩૯૦૪ રૂપિઆ થાય.

જો આ હાનિકારક છોકરવાદી રિવાજ દૂરથી નાંખી-
એ અને સોનીને લુહારના કામમાં નાંખીએ અને તેમની
પાસેથી હળ અને બીજાં ખેતીવાડીનાં હથિયારો સુધરાવીએ
તો કેટલો મોટો તફાવત પડે! અને આપણી હાલત કેવી
સુધરે! એક તો એ કે ૨૮૯૧૩૯૦૪ રૂપિયા જતા બચે તે
જે ભંડોળની જરૂર છે તેમાં કેટલો ઉમેરો કરે? નાણું
હોય તો તેનું વ્યાજ આવે, ઘરેણાનું વ્યાજ આવે નહિ.
કેમકે નાણું ધીરનાર ઓછામાં ઓછા ૧૨ ટકા ને વધારે-
માં વધારે ૩૬ ટકા સુધી વ્યાજ પેદા કરી શકેછે. એ બધા
રૂપિયા અને તેનું વ્યાજ ઘરેણાં કરાવીએ છીએ તેમાં
ઓહીઆં થાય છે.

માજી મરનાર મહારાજા સિંધીઆએ ઓછામાં ઓ-
છા પોતાના ખજાનામાં રૂ ૩૨૫૦૦૦૦૦ દાટી મેલેલા હતા,

તેમાંથી એક કોડી સરખીએ આવતી નહોતી અને એ રૂપિયા બીનઉપયોગી આજ દિવસ સુધી પડી રહ્યા હતા. મહારાજા મરી ગયા પછી નીમાયેલી રીજન્સીએ એ રૂપિયા બ્રિટિશ સરકારને રેલવેનું મોટું કારખાનું કરવા સારૂ ધીર્યા તેના દરવર્ષે ૧૪ લાખ રૂપિયા વ્યાજના પાછા આવેછે અને મુડી તો એની એ છેજ.

ગુજરાત પ્રાંતમાં સ્વામીનારાયણની બે ગાદીઓ છે તેમાં એક અમદાવાદમાં અને બીજી વડતાલમાં તે બંનેમાં દરેક ઠેકાણે ત્રણ ત્રણ કરોડ રૂપિયાથી ઓછો ભંડાર નથી. એ ભંડારમાંથી કંઇપણ રકમ બહાર નીકળતી નથી પણ દરવર્ષ તેમાં વધારો થતો જાયછે. એ ધર્મના પૈસાના ખરા માલિક તેના સેવકોજ છે કેમકે તે સર્વ સેવકનું આપેલુંછે તે પૈસા તેવા સેવકોની સ્થિતિ સુધારવાને ઓછે વ્યાજે આપવામાં આવે અથવા ધર્મમાં નીતિ રિતિમાં સુધારો થવાને ખરચે તો કેટલો બધો ફાયદો થાય.

ગણતરી કાઢતાં ૨૦૦૦૦૦૦૦૦ રૂપિયા હિંદુસ્તાનમાં ભોંયમાં દાટેલા અથવા ઘરેણામાં રોકાયેલા ઓછામાં ઓછા છે તે સર્વ નાણાનું દરવરસે દરસેંકડે ૧૨ ટકા પ્રમાણે વ્યાજ ગણીએ તો ૨૪ કરોડ રૂપિયાની રકમ કે આખી જમીનની મહેસૂલની પેદાસ હાલ થાયછે તેના બરાબર થાય.

ઇંગ્લાંડમાં એવો ધારો છે કે સોનાનું ઘરેણું કોઇએ કરાવવું નહિ તેથી દરરોજ સોનાનું નાણું સંખ્યાબંધ નવા અને જૂના સિક્કામાં જોવામાં આવેછે. હિંદુસ્તાનમાં રેલવે (લોઢાની સડક) બનાવવા વાસ્તે નાણું જોઇએછે ત્યારે અહિંના લોકો તે આપી શકતા નથી, પણ ઇંગ્રેજલોકોએ હાલમાં ૧૬૦૦૦૦૦૦૦૦ રૂપિઆ ધીરેલા છે જેના તેમને

ફક્ત દર સેંકડે દર વરસે પાંચ ટકા પ્રમાણે વ્યાજ મળેછે તેના કરતાં પણ ઓછું વ્યાજ ગણીએ તો હિંદુસ્તાનમાંથી વ્યાજના દર વરસે ઓછામાં ઓછા ૭૦૦૦૦૦૦ રૂપિઆની મોટી રકમ જાયછે. આ બધા રૂપિઆને આપણા હિંદુ લોકો ઘરેણાં કરાવવા વાસ્તે સોનાના સિક્કાઓ ગાળી દેતા ન હોય તો હિંદુસ્તાનમાંથી વિલાયત જતા અટકે.

એ બે બાબતો બતાવવાને માટે થોડા પૈસાનો દાખલો આપવો જોઇએ. આ બે નીચેની હકીકતોનો મુકાબલો કરો.

**અ** પાસે ૧૦૦ રૂપિઆ છે તે સેવીંગસબેંકમાં વ્યાજે મૂકેછે, તેને દરવરસે દરસેંકડે ૩$\frac{3}{4}$ ટકા કરતાં વધારે વ્યાજ મળતું નથી પણ તે નાણાને કોઇપણ તરેહની હરકત નથી તથા તે જ્યારે જોઇએ ત્યારે પાછું લઇ શકાય છે. ધારો કે તેને રૂ ૧૦૦ જોઇતા હોય તો તે પોતાના રૂપિઆ પાછા લઇ શકે તો ફક્ત રૂ.૩-૧૨-૦ વ્યાજનુંજ તેને નુકશાન થાય પરંતુ તે સિવાય બીજું કંઇ પણ આપવું પડે નહિ.

**બ** રૂ ૧૦૦ ઘરેણું કરાવવામાં રોકે છે તો તે ઘરેણું બનાવવાની મહેનતના તેને સોનીને ત્રણ ચાંર રૂપિઆ તે ઉપરાંત આપવા પડેછે તથા તેનું કંઇપણ વ્યાજ મળતું નથી જોને ઘરેણાંનું નુકશાન થાય તે જુદું તે સિવાય એ ઘરેણાની ચોરી થવાનો સંભવ હોયછે. જો તેને ૧૦૦ રૂપિઆ જોઇતા હોય તો તે ઘરેણું ઘરેણે મેલી તેટલા રૂપિઆ ઉધારે લેછે, તેના દરવરસે દરસેંકડે રૂ ૧૨) વ્યાજના આપવા પડે છે.

આ બે માણસની વાર્ષિક સ્થિતિ આ પ્રમાણે બતાવી શકાય છે.

**અ** રૂ ૩-૧૨-૦ કમાય છે ને **બ** રૂ ૧૨-૦-૦ તથા ઘરેણાં કરાવવાનું ખર્ચ થાય તે સહિત ખુએ છે. પણ

આ ઉપર જે બતાવ્યું તેટલુંજ નુકશાન નથી. પૈસા બ-રોબર રીતે ઉપયોગમાં આણવા તે અનાજના બી જેવું છે. આ ટીકા બરાબર છે. હિંદુસ્તાનની ગરીબી દશાનું મોટામાં મોટું કારણ એકે લોકો (પૈસા) નાણું ફરતું રાખવાને બ-દલે દાટી મેલે છે તે છે. તેના કેટલાક દાખલા આપવા જોઇએ.

**અ** નામનો એક ખેડૂત ૧૮ રૂપિઆ કમાયછે તે તેના સાધારણ કામમાં આવનાર હળના કરતાં બમણું કામ કરી શકે એવું એક સારૂં હળ ખરીદ કરવામાં ખરચેછે.

**બ** નામનો બીજો ખેડૂત ૧૮ રૂપિઆ કમાયછે તે પો-તાનું જૂનું અને બરોબર કામ કરી શકે નહિ એવુંજ હળ રહેવા દેછે ને તે રૂપિઆની પોતાની સ્ત્રીને હાથે બંગડીઓ કરાવીને પહેરાવેછે.

**ક** એક વ્યાપારી ૧૦૦ રૂપિઆ કમાયછે તે પોતાના વ્યાપારના ભંડોળમાંથી વસ્તુઓ ખરીદ કરવા સારૂ જેની પાસેથી લેછે તેને સેકડા પૈસા આપી વહેલું નાણું આપ્યા બદલ ઓછી કીમતે તપાસ કરી સારો માલ ખરીદછે.

**ડ** એક બીજો વ્યાપારી ૧૦૦ રૂપિઆ કમાયછે તે સોનાની બંગડીઓ કરાવવામાં ખરચે છે તે પોતાના વ્યાપારના ભંડોળમાં માલનો વધારો કરતો નથી અથવા માલ જોઇતા હોય ત્યારે ઉધારે લાવે છે તથી તેનો વટાવ ખુએ છે અથવા કદાપિ સારો માલ મેળવવાનો પ્રસંગ પણ ખુએછે.

છેલ્લું નાણું ગાળી ઘરેણાં કરાવવાથી ઘણી લૂંટ તથા ચોરીઓ અને પ્રાણઘાતક બનાવ દરવરસે છોકરાં તથા બાઇડીઓના થયાજ જાય છે.

૨૦૦૦૦૦૦૦૦૦ રૂપિઆ અથવા વધારે રૂપિઆ ઘરેણામાં રોકવામાં આવેછે અને જેમાંથી કંઇપણ ફાયદો મળતો નથી પણ નુકશાનજ થાય છે તે તો પ્રત્યક્ષજ છે. હવે જો તે નાણું ઉધારે માલ લેવાને બદલે રોકડેથી લેતેમાં, ખેડૂતના કામનાં સારાં ઓજારોમાં, સારાં ઢોર ઢાંકમાં તથા જે દેવું હોય તેમાં વાપરવામાં આવે તો હિંદુસ્તાનની કેવી રાક્ષસી ઉપજ થાય અને દેશ સારી સ્થિતિમાં આવે!

**પોતાના ગજા ઉપરાંત ખર્ચ કરીને રહેવું**—સ્માઇલ્સ કહે છે કે "શુદ્ધ ચિત્તનો માણસ પોતે જેવોછે તેના કરતાં વધારે પૈસાદાર બતાવવાને પોતાની પાસે નહિ છતાં ઉપર ઉપર બતાવે છે કે, મારી પાસે છે એવું બતાવતાં અથવા પોતાની જેવી સ્થિતિ છે તેમાં સંતોષ પામવાને બદલે અહંકારની સ્થિતિમાં રહેવાને અચકાશે. બીજા લોકોનાં અપ્રમાણિકપણાનાં મેળવેલાં સાધન કરતાં પોતાનાં પ્રમાણિકપણે મેળવેલાં સાધનમાં રહેવાનીજ તે હિમત ધરે છે; અપ્રમાણિકપણાને તે ખીસા કાતરૂના જેવો ગણે છે તથા કમાઇ ઉપરાંત ખરચ કરવાથી ભૂખે મરવું પડે માટે જેના તેના લાગી ગુજરાન ચલાવે છે તેના કરતાં તે પ્રમાણિકપણે ભૂખે મરવું ઉત્તમ ગણે છે."

ઉપરની ટીકા કેટલાએક કેળવણી પામેલા વર્ગના લોકો જેઓ શહેરમાં રહે છે તેઓને મુખ્યત્વે કરીને લાગુ પડે છે. તેઓના બાપદાદા સાદી જીંદગી જે રીતે ગુજારતા હતા તેવી જીંદગીમાં શરૂઆતથીજ સંતોષ પામતા નથી. તેઓ આબરૂ મેળવવાને વાસ્તે એવું કરવાની જરૂર બતાવે છે. બહારનો દેખાવ બતાવવાને તેઓને જ્યાંશી

મળે ત્યાંથી દેવું કરે છે એવી રીતે તેઓ દુ:ખી હાલત માં આવી પડે છે એટલે તેના તાળી મિત્રો તેને જોઇને જેમ બળીઆકાકાનો ચેપી સ્પર્શકારક રોગ છે, એવું ધારીનાસે છે તેવી રીતે તેનાથી સંતાઇ જાય છે.

માદક પદાર્થ પીવાને માટે દેવું કરવું એ ઉડાઉનું ઓારામાં ખોટું કર્તવ્ય છે.

**હામી અથવા જામીનગીરી.** જ્યાં જામીનગીરી થોડી હોય તે સારૂં છે. કેટલાક એવા બનાવો છે જેમકે આપણા મિત્રોને મદદ કરવી એ આપણો ધર્મ છે. જો તમે નાણું આપવાને શકિતમાન હો અને તમારે તે નાણું ખોવાની ઇચ્છા હોય તો તમે તેમ કરો, પણ તમે જે વચન પાળી શકવાને અશકત હો તે વચન આપવાને તથા જે નાણું તમારે દેવું કાઢીને આપવાનું હોય તે કરવાનો તમને લગારે હક નથી. ઘણાક માણસો જામીન થવાથી તેઓ પોતે તથા તેમનાં કુટુંબ ખરાબખસ્ત થઇ ગયાં છે.

દેવું થવાનાં બીજાં કારણોમાં આળસ, જુગટું, વાયદા ઇત્યાદિ કારણો પણ જણાવવાની જરૂર છે.

## દેવું કરવામાં પાપ.

આ નીચે લખેલાં થોડાંએક સંક્ષેપમાં વર્ણન કર્યાં છે.

૧. પૈસાની ખોટ—સને૧૮૮૧માં ૨૨૧૦૦૦ માણસો હિંદુસ્તાનમાં વ્યાજનો ધંધો કરનારા હતા તે સિવાય બીજા કેટલાકે પોતાનો ધંધો છોડયો હતો. આવા માણસો પાસેથી જે નાણું વ્યાજે લાવેલું તેનું વર્ષનું વ્યાજ આપવાની રકમ ઘણીજ ભારે થાય છે.

ડાકટર હંટર કહે છે કે "ઘરેણા ઉપર નાણું વ્યાજે લે તેનો દર આશરે દર સેંકડે દર વરસે ૧૨ ટકા ગણવામા આવે છે".

હિંદુસ્તાનના દરેક ભાગમાં નાણું ધીરનારને વ્યાજની શી રકમ આપવી પડે છે તેની તજવીજ કરવાનું મારૂં કર્તવ્ય છે. તેથી મને માલૂમ પડેલું છે કે, ખેડૂત લોકોને જે થોડી રકમ વ્યાજે લેવી પડે છે તેનું તે જૂના દર પ્રમાણે દર વરસે દરસેંકડે ૩૭½ ટકા પ્રમાણે વ્યાજ આપવું પડે છે. જ્યારે ગરીબ લોકો નાણું કોઇ પણ વસ્તુ તેના અવેજમાં આપ્યા વગર ઉધારે લે છે ત્યારે તે બિચારાને દર રૂપિએ દર મહિને એક આના લેખે ગણતાં દરસેંકડે દર વરસે ૭૫ ટકા વ્યાજ આપવું પડે છે.

ગૂજરાતના જે ભાગને ચરોતર કહે છે તેમાં અને બીજે ઘણે ઠેકાણે ગરીબ ખેડૂતો બિચારા બહુ મહેનત કરી અનાજ પકવી તેના માગનાર અને સરકારને હપતામાં ભરી આપતાં પાયમાલ થઇ જાય છે. તેથી જ્યારે જેઠ મહિનો આવે છે ત્યારે તેમનાં છોકરાંને ખાવાને અનાજનો કણ સરખોએ રહેતો નથી. કેટલાક દિવસ સુધી તો તેમને કડાકાજ વેઠવા પડે છે અને ડોડીની ભાજી વીણી લાવી તેમાં સહજસાજ અનાજનો લોટ નાંખી પીએ છે. તે બિચારા તેવા વખતમાં પોતાના ધીરનાર પાસે મણ બે મણ દાણા મોસમમાં બમણા ને વખતે ત્રમણા આપવા કરી લઇ આવે છે. એવા લોકોને ધીરવાને વાસ્તે ઘણાખરા લોકો દાણા મોસમમાં ઓછી કીમતે ખરીદ કરી રાખે છે અને આવા વખતમાં ઉપરના ઠરાવ પ્રમાણે આપે છે તેથી તેને સેંકડે ૧૦૦ ટકા લેખે વ્યાજ પા-

ભરેછે અને પેલા બિચારા પોતે અને પોતાનું આખું કુટું-બ વંશપરંપરા એજ સ્થિતિમાં પોતાના દિવસ ગુજારે છે.

દેવામાં પડવાથી જે ખોટ જાયછે તેના થોડા દાખલા આપવા જોઇએ. એક માણસ જેને દરમાસે ૧૪૦ રુપિઆ પગાર મળે છે તેને દરમાસે રૂ ૩૦) વ્યાજ આપવું પડેછે. બીજો માણસ જેને દરમાસે ૨૦ રૂપિઆ પગાર મળેછે તે પોતાના પગારમાંથી ૪ રૂપિઆ બચાવેછે. ત્રીજો માણસ જેને ૫૦) રૂપિઆ દેવું છે તે દર મહિને રૂ ૩-૨-૦ દેવાના વ્યાજમાં ભરે છે. એ પ્રમાણે ત્રણ વરસનો કરાર કરેલાછે તે પ્રમાણે ત્રીજા વર્ષની આખર સુધીમાં તેણે ૧૦૦ રૂપિઆ વ્યાજના ભર્યા તોપણ તેનું દેવું જે ૫૦ રૂપિઆ તેમાંથી તો કંઇ પણ ઓછું થયું નહિ. આવા દાખલા બંગાળામાં બનેલાછે. હવે એક મદ્રાસનો દાખલો આપુંછું. આશરે આજથી ૧૧ વર્ષ ઉપર એક માણસને દરમાસે રૂ૧૨ નો પગાર હતો તેણે પોતાના લગ્ન પ્રસંગે રૂ ૨૦૦) દરમાસે રૂ ૬) વ્યાજના આપવા ઠરાવી કરજે લીધા; કેટલાક વખત સુધી તેણે તે ભર્યા નહિ. તેથી તેનું દેવું વધીને રૂ ૪૦૦) થયું, તેમ તેનો પગાર પણ વધીને રૂ ૧૮) નો થયો ત્યાર પછી તેણે વ્યાજનો દર ઓછો કરાવી દરમહિને રૂ ૭) આપવા ઠરાવ્યા.

કરજદારો કરોડો રૂપિઆ દરવરસે વ્યાજના આપેછે તેમને ફકત વ્યાજનુંજ નુકશાન નથી, પણ મુડીનું નુકશાન છે. માણસ મુડી વગર કોઇપણ નફાનો રોજગાર કરી શકતો નથી. જો તે શાહુકારનો કરજદાર હોય તો તે રોકડેથી જે જણસ ખરીદ કરે તેના કરતાં તે જણસોનો તેને ભારે દર આપવો પડે. હિંદુસ્તાનમાં ખેતીવાડી ઘણી પછાડી છે ને તે સુધરતી નથી તેનું ખરૂં કારણ ખેડૂતોને નાણાંની

તંગી છે તેજ છે. સારાં હળ અને મજબૂત ઢોરઢાંક હોય તો તેની પેદાશ બહુજ વધે એ ઉઘાડું છે.

૨ **ખેતી.** લોંગફેલો પોતાના ગામડાના લુહારને કહે છે કેઃ—

જેનાં ભવાં પ્રમાણિક પરસેવાથી ભીનાં થયાંછે તે ધારે તે પેદા કરી શકે છે.

જેને કોઇપણ માણસનું દેવું નથી તેજ પોતાની આંખથી સઘળી દુનિયાને આનંદથી જુએછે.

બીજી રીતે દેવાદાર તેના માગનારાને ઠરાવ પ્રમાણે ન આપ્યાથી માગનાર તેને ગાળો ભાંડશે તથા ઠપકો દેશે એવી બીકથી મ્હો સંતાડે છે. કેટલીક વખત તો તે પોતાની મેળે સંતાઇ જાયછે; કેટલીકવાર તો તે પકડાવાની બીકથી આ ઠેકાણેથી આ ઠેકાણે ને આ ઠેકાણેથી આ ઠેકાણે એમ તે ભટકતો ફરેછે. તે પોતાની તથા બીજાની નજરમાં હલકી સ્થિતિમાં પહોંચેલો દેખાયછે. તેની જીંદગી હલકી સ્થિતિથી બદલાઇ ગયેલી હોય છે અને ખર્ચ કરેછે તેથી તેનું પરિણામ એ થાયછે કે તેજ તેને તુરંગમાં લઇ જાય છે.

૩. **જૂઠું બોલવું.**—જે માણસ દેવાદાર થાય તેને સાચું બોલવું ઘણુંજ કઠણ થઇ પડેછે. એક માણસ પાસેથી પોતાને જોઇએ એટલું દેવું મળે તે લઇને બીજાને આપેછે ને બીજાનું લઇ ત્રીજાને એમ પોતે દેવામાંથી છૂટો છે એમ બતલાવવાને કરે છે. જેનું દેવું કરેછે તેને કહેછે કે હું આનું વ્યાજ અમુક દિવસે આપીશ અને મુદ્દલ અમુક દિવસે આપીશ, પણ જ્યારે મુદ્દતનો વખત આવેછે ત્યારે એ કંઇપણ આપી શકતો નથી. આવી રીતે તેનાં વચન વારંવાર અથવા ઓછાંમાં ઓછાં વીશ વખત ફરેછે તેમાં કેટલું

બધું જાડાણું છે? એ વિષે એવું કહે છે કે "જાડાણું દેવું કરનારના માથા ઉપર ચઢી બેસે છે" એ ખરૂં છે.

૪. **જીંદગી સુધીની ગુલામી.**—સોલામનનું કહેવું છે કે "દેવું કરનાર જેની પાસેથી ઉધારે લે છે તેનો ચાકર છે." આપણે હિંદુ લોકો એવા તો ટૂંકી નજરના છીએ અને આપણા વ્યાજનો દર એટલો તો ભારે છે કે જ્યારે જ્યારે માણસો નાણું ધીરનારના ચોપડામાં નોંધાય છે ત્યારે ત્યારે તેમાંથી છૂટવું મહા મુશ્કેલ થઇ પડે છે. અને નાણું ધીરનાર તેને છોડવાને ઇચ્છતો પણ નથી. તે કમનસીબ દેવાદાર તેના ફાયદાનું એક રમકડું થાય એવું પસંદ કરે છે. તે પોતાના લાભને માટે ખેડૂતના અનાજના છોડ પોતાનાથી બની શકે એમ પોતે કબજે લે છે અને તેને ફક્ત ભૂખમરાથી બચવા જેટલું આપી બાકીનું પોતે લઇ જાય છે. એમ દેવું કરનાર તેની જીંદગી સુધી દુઃખ ભોગવે છે, એટલુંજ નહિ પણ એ દેવું તેનાં છોકરાંનાં છોકરાં સુધી પરંપરા ચાલ્યુંજ જાય છે.

૫. **અપ્રમાણિકપણું.**—આપણે જાણીએ છીએ કે દેવું કરવાને અશકત હોઇએ એમ છતાં તે કરીએ તો અપ્રમાણિક કહેવાઇએ, પણ તેના કરતાં વધારે ખરાબ તો એ છે કે દેવું કરનાર તેના માલિકની મરજી સિવાય કરે છે. જે કારકુનો અને બીજાઓને વારંવાર તેઓ કામ લગાડે છે અને પોતાનાં નાણાં તેમના તાબામાં સોંપે છે તથા તેમને જલદીથી હિસાબ કરવાનો હોતો નથી એવાઓને એમાંથી ઉપયોગમાં લઇ ઉડાવવાની ખરેખરી લાલચ મળે છે. પહેલું તો એ કે કારકુન એવું જાણે છે કે તે જલદીથી પતી જશે અને તે પતાવવાને સારૂ વખત પુષ્કળ છે અને મારૂં

પાસે મારા શેઠની સીલીક રહેછે તેમાંથી તે દેવું મહિનાની આખર પાછું વાળી શકીશ એવી ખોટી આશામાં રહેછે તેથી તે મહિનાની આખરે પાછું વાળી શકતા નથી. માટે પોતાનો હિસાબ શેઠને અટમસટમ મેળવી બતાવેછે; તોપણ છેવટ ઘણું કરી પકડાઇ જાયછે; એવી રીતે ચીરનાર તથા લેનાર કોઇ વખતે ખોટા લેખ બનાવવાના ગુન્હામાં સપડાઇ ગયેલા જણાયાછે. આ મૂલકમાં જે મોટાં કારાગૃહ છે તેમાં કેટલાક કેળવણી પામેલા, કેટલાક આબરૂદાર માણસો તેમના લેણદારની ઉઘરાણીની બહુ તાકીદને લીધે અપ્રમાણિકપણાથી કેદખાનામાં ગયેલા છે ને જાયછે તે જોવામાં આવેછે.

૬. **કુટુંબની ફજેતી.**—દેવું કરનારના કુટુંબને તે દેવાદારની પેઠેજ દુઃખ ભોગવવું પડેછે. દેવાદાર પોતાના કુટુંબનું બરોબર રીતે પાલણપોષણ પણ કરી શકતા નથી. માગનારા આવશે ને જરૂરની ચીજો લઇ જશે એવી બીકથી તેમનાં મન હમેશા ગભરાયલાં રહેછે. કેટલીક વખત દેવાદાર પોતાની જીંદગીપર્યંત દેવાવાળોજ રહેછે. તેને બધી વસ્તુઓ વેચી દેવી પડેછે અને પોતાનું ઘર તથા ભાડાનું મકાન પણ તેના કુટુંબને છોડવું પડે છે. બીજી રીતે દેવાદારને દેવાનાં કડવાં ફળ પોતાનેજ ચાખવાં પડે છે, એટલુંજ નહિ, પણ તેના મરણ પછી તેનાં બાઇડી છોકરાં પાસેથી બધું જતું રહી તેઓ આખરે હાલ થાય છે એટલે અલ્લા એકબદામનાં થઇ ગયેલાં દેખાયછે.

૭. **નીતિ અને આત્મિક ખોટ.**—દેવાદાર એવો તો અકળાઇ જાયછે કે તે પોતાની પરમેશ્વર પ્રત્યેની ફરજો તથા માણસ પ્રત્યેની ફરજોનો વિચાર સરખો કરી શકતો નથી

તેમ પોતાની ચાલ સુધારવાને યત્ન પણ કરતો નથી. કોઈ પણ સારો ઠરાવ રૂપ ધારણ કરે પણ આફત આવી પડવાથી એ વિચાર જલદીથી ઉખડી પડે છે તેથી તેમને તેનાં ફળ મળતાં નથી. એવું જણાએલું છે કે દેવાદાર અપ્રમાણિક-પણામાં લલચાયેલો છે. કેટલાક વખત અસંખ્ય વેદનામાં વિચાર કરતાં તેમાંથી મુક્ત થવાનો શીસો બંધ કરેલો હોય છે તે ઉઘાડી તેનું પાન કરીને દેવાદાર મરે છે. અંગ્રેજ લોકના બાઇબલમાં કહ્યું છે કે "અપ્રમાણિક માણસ પરમેશ્વરના રાજ્યમાં હમેશા રહેતો નથી." તેમ આપણાં શાસ્ત્ર વચનોમાં પણ અપ્રમાણિકપણાનો મોટો ધિક્કાર કરેલો છે.

દેવામાં આવી પડેલાઓમાંથી કોઇપણ ખોટું કામ હોય તેવા કામમાંથી થોડાજ બચતા હશે. બીજા ઉપર ઘાતકી ભાર મેલવાનું દેખાડતાં અને અપ્રમાણિક રીતે ચાલતાં તેમને કાંઇપણ આશ્ચર્ય લાગતું નથી.

---

## દેવામાંથી શી રીતે મુક્ત થવાય.

દેવાદાર કહે છે કે હું ઘણો દીલગીર છું કે એ બા-બત સુધારી શકતો નથી.

એમ એ હજારો વરસ સુધી દીલગીર થાય તોપણ એક પાઇ સરખીએ દેવામાં તે ભરતો નથી.

પર્વત ઉપરથી મોટો પત્થર નીચે નાંખવો એ સ-હેલું છે, પણ તે પથરાને ગબડાવતાં ગબડાવતાં ઊંચે ચઢાવવો એ મહા મુશકિલ છે. તે પ્રમાણે દેવું કરવું એ સહેલું છે પણ દેવામાંથી મુક્ત થવું એ મહામુશકિલ છે.

હજુ સુધી બને એવું છે અને જે મહેનત લઇએ તેનું ઇનામ પૂરેપૂરૂં મળશે. દેવાદારને તેના ઉપર જે ન ઉચકાય એવો દેવાનો બોજો પોતાની મેળે પોતાથી બની શકે એટલો મુક્ત કરવાનો તરતજ પરમેશ્વર મદદ કરે એવો સંકલ્પ કરવાદો. જો વાંચનાર એ પ્રમાણે કરવાની ઇચ્છા રાખે તો નીચે લખેલા ધારાનો સ્વતઃ સિદ્ધ અનુભવ કરવો.

**૧. તમારી કમાઈ અને દેવાનો સંભાળથી અડસટો કરો**—જેને નક્કી પગાર છે તે પ્રથમથીજ અડસટો બરાબર જાણી શકેછે, પણ કેટલાકની કમાઇ જેવી કે ખેડુત, દુકાનદાર, ઇત્યાદિનીમાં ફેર પડે એવી છે. આ પછાડાની અગ્ગી સરાસરી લેવી, પણ કમાઇનો અડસટો ઉલટો સુલટો જોઇએ. કેટલાક આશાવાળા માણસો હોયછે તેઓએ જે પૈસો મેળવ્યો છે તેના કરતાં વધારે મેળવવાની આશાનો આધાર રાખે છે, તેથી દરવરસે વધારેને વધારે ઉમેરતા જાય છે.

દેવાનો બરોબર હિસાબ બનાવીને તૈયાર રાખવો જોઇએ. કેટલાક દેવાદારને આ વિષે મનમાં વિચાર સરખોએ આવતો નથી. તેઓ નાણું ઉધારે લેછે અને તેનાં બીલ ઘણે ઠેકાણેથી આવવા દેછે તથા તેની જવાબદારીની તેઓ દરકાર રાખતા નથી.

જો દેવાદારને ઘણા માગનારા હોય તો કોનું માગણું જલદીથી પતાવાય એવું છે ને કોણ વધારે દબાણ કરેછે તેનો વિચાર કરીને તે પહેલું પતાવવાનો ઉપાય કરવો જોઇએ. દેવાદારે બધી વાત પોતાના મનમાં રાખવી એ બસ નથી. પણ તેણે એક હિસાબની ચોપડી રાખી તેમા તારીખવાર લખી રાખવું. ત્યાર પછી તેણે જોવું જોઇએ

કે આવું કરવામાં વખત રોકયાથી કયો ફાયદો મળવવાનો છે.

૨. તમારા મન સાથે એવો ઠરાવ કરો કે જેથી તમારૂં ખર્ચ નિયમસર રાખવાને તમે શકિતવાન થાઓ, એટલે દરમહિને તમારે ફકત દેવાનું વ્યાજજ આપવું એમ નહિ પણ મુદ્દલમાંથી કંઇ ભાગ ઓછો થાય એમ કરવું. આ બાબત ઉડાઉ અથવા વધારે છૂટા હાથથી ખર્ચ કરનારને સખ્ત મુશીબત છે તોપણ આજ ફકત ફતેહ પામવાનો રસ્તો છે. જો એવું કરવાનો યત્ન કરે તો તે પાર પડે છે. તૈલંગી ભાષામાં એક ઉખાણો છે કે "દેવું કરીને મિષ્ટાન જમવાં તેના કરતાં દેવું ન હોય તો મીઠું નાંખેલી કાંજી પીવી ઉત્તમ છે". ધારો કે એક માણસ રેલના પાણીમાં ડૂબી જવાની ધાસ્તીમાં હોય અને રેલનાં પાણી ઓછાં થઇ જાય તો તેને કેટલી બધી ખુશી અથવા આનંદ લાગશે? તેમ જે માણસ દેવામાં ડૂબે છે તે તેમાંથી મુકત થાય તો તેને તેવીજ ખુશી થાય.

જે માણસો સાધન વગર ગુજરાન ચલાવે છે તેમને આખરે કરકસર કરવીજ પડેછે. જો તેઓ નિયમિત વખતે મન મારવાનો યત્ન કરતાં શીખશે તો તેઓ ઘણી ઓછી પીડા ભોગવશે.

ફકત દેવાનું વ્યાજ આપવું એ બસ નથી. કેમકે કેટલીકવાર સુધી મુદ્દલનું બરોબર વ્યાજ આપ્યા છતાં દેવું તો તેનું તેજ રહેછે, પણ વ્યાજ સાથે મુદ્દલ ઓછું થતું હોય તો ધીમે ધીમે દેવું પણ સાફ થઇ જશે.

ધારો કે એક માણસની દર માસે ૩૦ રૂપિઆ કમાઇ છે પણ તેને ૨૦૦ રૂપિઆ દેવું છે. તેનું તે દરવરસે દરસેંકડે ૧૨ ટકા વ્યાજ આપેછે, અથવા મહિને બે રૂપિઆ વ્યાજ

ભરેછે. તે માણસ પોતાના મન સાથે એવો ઠરાવ કરે કે હું રૂ.૨૪)ની ગુજરાન ચલાવીશ અને ચાર રૂપિઆ જુદા રાખી જ્યાં સુધી દેવું નાબુદ થાય ત્યાં સુધી એમજ કર્યા કરીશ તો આ બાબતનું દરમહિને વ્યાજ ગણી બતાવી યથાસ્થિત દર્શાવીએ તો ઘણું લાંબું થાય તેથી દરવરસનો વાર્ષિક અડસટો કરીએ તો નીચે પ્રમાણે થાય છેઃ—

| | આપેલી રકમ. | | આપવાની |
|---|---|---|---|
| | વ્યાજ. | મુદ્દલ. | બાકી રહેલી રકમ. |
| પહેલા વર્ષની શરૂઆતમાં | ૦ | ૦ | રૂ ૨૦૦ |
| પહેલા વર્ષને અંતે ... | રૂ ૨૪ | રૂ ૨૪ | રૂ ૧૭૬ |
| એજન બીજું વર્ષ | રૂ ૨૧ | રૂ ૨૭ | રૂ ૧૪૯ |
| ,, ત્રીજું ,, | રૂ ૧૮ | રૂ ૩૦ | રૂ ૧૧૯ |
| ,, ચોથું ,, | રૂ ૧૪ | રૂ ૩૪ | રૂ ૮૫ |
| ,, પાંચમું ,, | રૂ ૧૦ | રૂ ૩૮ | રૂ ૪૭ |
| ,, છઠું ,, | રૂ ૫ | રૂ ૪૩ | રૂ ૪ |
| | રૂ ૯૨ | રૂ ૧૯૬ | |

આ ઉપરથી માલૂમ પડશે કે છઠ્ઠા વરસમાં સઘળું દેવું પતી જશે અને વ્યાજ રૂ ૯૨) આપવું પડેલુંછે. જો કરજદાર ફકત વ્યાજજ ભરતો હોય તો છ વરસમાં ૧૪૪ રૂપિઆ વ્યાજ થાય તે જતાં પણ દેવું તો તેનું તેજ ઊભું રહે તેટલા માટે મુદ્દલ ઓછું કરવું જોઇએ એ અતિ અવશ્યનું છે. જો તે મુદ્દલમાં ૬ રૂપિઆ આપવા ધારે તો ચાર વરસની અંદર તમામ દેવું પતી જાય અને વ્યાજના ફકત ૫૮ રૂપિઆજ આપવા પડે.

૩. જો બની શકે તો દેવું કરવામાં તમારૂં ઘરેણું ગીરો મૂકોછો ને વ્યાજ આપવું ઠરાવો રૂપિઆ લોછો તે કરતાં તે વેચી નાંખો તો ઘણોજ ફાયદો થાય.—માણસો બાઇડીઓને અજ્ઞાન રાખે છે તેથી ઘણી પીડા ભોગવવી પડેછે. ઘરેણું એ તેમની ઇચ્છાઓનો મોટો હેતુ છે. આપણી સ્ત્રી તેની પોતાની બેન જે શ્રીમંતની સાથે પરણી હોય તેને જેટલાં ઘરેણાં હોય તેટલાં માળ્યા સિવાય સંતોષ પામતી નથી.

આપણે ઉપર બતાવ્યું છે કે કેટલા કરોડ રૂપિઆ ઘરેણામાં દરવરસે ખોવામાં આવે છે! અજ્ઞાન સ્ત્રીઓ ઘરેણું વેચવાની સંમતિ આપવાને પોતાનું લોહી આપવાની બરાબર ગણે છે એટલે જીવ જાય પણ ઘરેણું આપતી નથી, પણ જો તેમના ધણી આવી રીતે મૂર્ખાઇથી ઘરેણાનો અવેજ રાખી દેવું કરેછે તેના કરતાં દેવાથી ચોખ્ખાં થવાય તો સહીસલામત રહી શકાય એવું જ્યારે તેમને બતાવે, ત્યારે તેમાંથી કેટલીક સમજણી સ્ત્રીઓએ ઘરેણાનો ભાગ આપવાને તેમના ધણી સાથે મળતી આવે. સર્વ બનાવોમાં ધણીએ પ્રયત્ન કરવો જોઇએ. આવી રીતે ગમ્મત પ્રકારે અર્ધા વખતમાં દેવું સફાઇબંધ થઇ જાય (જતું રહે).

ધણીઆણી હમેશા તેના ધણીના કામકાજની ખરી હકીકત જાણે છે તેથી તેની સલાહ ઉપયોગી હોયછે અને તે ખર્ચ વ્યવસ્થાપૂર્વક નિયમસર રાખે છે. સ્ત્રી ઘરનો પ્રધાન છે તે યોગ્યજ છે અને તેના આધાર ઉપરજ ઘર સંસાર ચાલે છે.

૪. **તમારી કમાણી ઉત્તમ રીતે કેમ ખરચવી તેનો વિચાર કરો.** દરેક નિયમસર ચાલનારા રાજ્યમાં ખર્ચના અડસટાનો હિસાબ રાખેછે. એમાં વર્ષ દિવસની કમાણીનો

ને ખર્ચનો અડસટ્ટ્રુ આંકડો મળેલો હોય છે અને દરેક ખાતામાં અડસટ્ટાનો મુકરર આંકડો રાખેલો હોય છે તે ઉપરથી કેટલું મળ્યું તે જણાયછે; જેમકે કેળવણી ખાતામાં આટલા રૂપિઆ, રેવન્યુ ખાતામાં આટલા રૂપિઆ, પોલીસ ખાતામાં આટલા રૂપિઆ, ઇત્યાદિ. આ માર્ગથી જણાઇ આવે છે કે ઊપજ જેમાં ફાયદો થાય તેમાંજ વપરાઇ છે. દરેક કુટુંબે પોતાનું બજેટ એટલે ઊપજ ખર્ચનો અડસટ્ટો આ પ્રમાણે કરી રાખવો જોઇએ અને તેનાં મુખ્ય ખાતાં, ઘર, ભાડું, કર, ખોરાક ને સરસામાન જે ઘરના કામમાં આવેછે તે, લૂગડાં, છોકરાંને કેળવણી આપવાનું, ધર્મ કરવાનું, પરચૂરણ ખર્ચ, ફાજલખાતું એમ અંદાજાનો આંકડો મન સાથે નક્કી કરીને રાખવો જોઇએ અને તેમની દરેક રકમ પણ ઊપજ ઉપર આધાર રાખી મુકરર કરી રાખવી જોઇએ. દરેક ખાતું સંભાળથી વિચાર કરીનેજ રાખવું અને તેનો આંકડો પણ વિચાર પૂર્વકજ રાખવો. છેલ્લી બે બાબતો અથવા ખાતાં વિષે થોડીએક હકીકતનો ખુલાસો કરવાની જરૂર છે.

**પરચૂણખાતું**.—દરમહિને નહિ ધારેલુંએવું થોડું ખર્ચ હોય છે; જેમકે કોઇ મેમાન આવે ત્યારે તેનીપરોણા ચાકરીમાં ધારા કરતાં વધારે ખર્ચ થાય, દીવો કરવાનું ફાનસ ભાગી ગયું હોય તે નવું લાવવું હોય કે દુરસ્ત કરાવવું હોય ,ઇત્યાદિ. આ બાબતના ખાતામાં કેટલું ખર્ચ થાય તેને વાસ્તે પ્રથમજ નક્કી કરી રાખવું જોઇએ. જે ખર્ચ થાય તેના ઉપર બારીક સંભાળ રાખવી જોઇએ. જો એમ નજર ન રખાય તો તે વધી જાય. દરેક રકમ ગણીએ તો નાની હોય છે પણ તેનો સરવાળો મોટો થા-

ય છે. એ વિષે કહેવાય છે કે જો પાઇ પાઇની સંભાળ રાખીએ તો એક રૂપિઓ પોતાની મેળે બચી શકે.

**ફાજલખાતું.**—દૂરન્દેશી અને ટૂંકી નજરના એટલે આગળથી લક્ષપૂર્વક અવલોકન ન કરનાર અને ઉતાવળ કરી ઉપર ઉપર જોનારમાં તફાવત એ છે કે પહેલો જે ઓચિંતું ખર્ચ આવી પડે તેને વાસ્તે પ્રથમજ વિચાર કરી તૈયારી કરી મેલે છે ને બીજો તેમ કરતો નથી. પહેલો એ બાબતને માટે દરમહિને પાંચ રૂપિઆ રાખી મૂકે છે ને બીજો તેને વાસ્તે કંઇ રાખતો નથી. તેથી કરીને કોઇ ખર્ચ આવે તો દરમહિને પાંચ રૂપિઆ જતાં બીજા દરમાસે રૂ ૫) વ્યાજના વધારે આપવા પડે છે. એથી તેને પોતાને બમણું નુકશાન કરે છે.

જે માણસને દેવું હોય તેની પહેલી ફરજ એ છે કે તે અદા કરવું. જો તે જલદીથી ફીટી જાય તો બીજા કામમાં ખર્ચવાને શક્તિવાન થાય ત્યારેજ ફાજલખાતું શરૂ કરવું. આ બાબત ઊપજનું પ્રમાણ આજુબાજુની હકીકત અને સ્થિતિ ઉપર આધાર રાખે છે. એક જુવાન માણસ જેને એક અથવા બે છોકરાં છે તણે પોતાની કમાણીનો $\frac{1}{3}$ (ત્રીજો) ભાગ તેના કુટુંબને કેળવણી આપવાના, ખર્ચને માટે રાખવો, અને પોતાના મંદવાડ તથા વૃદ્ધાવસ્થાને માટે પણ કાંઇ રાખવું જોઇએ. જ્યારે કુટુંબનું ખર્ચ ઘણુંજ ભારે હોય તો તેનું પ્રમાણ ઓછું જોઇએ તોપણ ખર્ચ પોતાની કમાણી કરતાં વધારે તો નજ જોઇએ.

ફાલતુ અથવા ફાજલખાતાનું નાણું સેવિંગ બેંકમાં વધારે સહીસલામત રહે છે તેના ફાયદા અને ધારા જુદાજ મથાળા નીચે ખુલાસેવાર કહેવામાં આવ્યા છે.

**૫. તમારૂં જે ખર્ચ થાય તેનો હિસાબ રાખો એટલે નામું લખવાનો રિવાજ રાખો.**—લોક કહે છે કે માણસ પોતાની પાસે પોતાના ખર્ચખૂટણની વ્યવસ્થા નિયમિત રીત ચાલવાને હિસાબ રાખવાને માટે નામું લખવારૂપી કંપાસ નજર આગળ રાખે છે એના જેવું પોતાની નાણા સંબંધી સ્થિતિ માપવાનું બીજું સાધન નથી. 'દરરોજ તમે શું ખર્ચ કર્યું તે લખો. કેટલાકને વખત નથી મળતો માટે છૂટ માગે છે પણ એ તેની એકલી મરજી છે. થોડાક માણસ ઘણી મહેનત કરે છે અથવા પોતાની ઉપજ ઉપર લક્ષ રાખે છે તથી તે વધારે સારૂં કરે છે અને તેમને ક્ષણની પણ નવરાશ મળતી નથી છતાં પણ તેની ૮૭ વર્ષની ઉમરે મૃત્યુ થાય તેના છેલ્લા એક વર્ષમાં પણ બરાબર નામું રાખી શકે છે. જ્યોર્જ વાશિંગટન યુનાઇટેડ સ્ટેટ્સનો પ્રમુખ હતો તોપણ તે પોતાના ઘર સંબંધીના ખર્ચનો હિસાબ બારીકીથી તપાસતો હતો. ડ્યૂક ઓફ વેલિંગ્ટન પોતાનું વિગતવાર અને બરાબર જે નાણું આવ્યું ને ગયું તેનો હિસાબ રાખતો (નામું લખતો). દેવા વિષે વાત કરતાં એ કહેતો હતો કે દેવું માણસને ચાકર નહિ પણ ગુલામ કરે છે. મારા જાણવામાં વારંવાર આવ્યું છે તે એ કે પૈસાની તંગીમાં ઘણીવાર આવી ગયો છું પણ હું કોઇ દિવસ કરજદાર થયો નથી.

ઘણા ગરીબ માણસો એવું ધારે છે કે તેમને પોતાની કમાઇ અને ખર્ચનો બરાબર હિસાબ રાખવાની કંઇ પણ જરૂર નથી એ મોટી ભૂલ છે.

ગરીબ માણસે તો દરેક પાઇ જે મળે તેની બહુજ સંભાળ રાખવી જોઇએ. મહિનાના ખર્ચની દરેક રકમમાં

ખર્ચ અથવા ઊપજની મતલબ ઉમેરવી જોઇએ કે તેમાંથી કયું ખર્ચ ડહાપણ ભરેલી રીતે ઓછું થાય અને કયાં વધારે થયું છે તે જણાઇ આવે છે. તમાકુ અથવા પાન સોપારીનો ખર્ચ જોઇએ તેના કરતાં વધારે થયો છે એમ માલૂમ પડે ત્યારે સવાલ પૂછાયજ કે એ વધારે ખર્ચ નજ કરવો.

**૬. જે કંઇ વેચાતું લ્યો તે રોકડેથી લ્યો.**—ઉધારે લીધાથી ઘણા નબળા મનના મનુષ્યો જે વસ્તુ હાલ જરૂરની નથી ને હાલ નાણું રોકડું આપવાનું નથી એવી લાલચને લીધે મન સ્વાધીન રાખી શકતા નથી તેથી તેઓ ખરાબ-ખસ્ત થઇ ગયા છે. જ્યારે માણસને ખરીદેલી વસ્તુના પૈસા તરતજ આપવા પડે ત્યારે તે ખરીદવાની જરૂર છે કે નહિ તેનો બેવાર વિચાર કરેછે. તેના બીજા પણ ફાયદા છે. જો તમે દુકાનદારની પાસેથી ઉધારે લ્યો તો તમારે તેની પાસે જઇ તે જે પસંદ કરીને આપે તે લેવાની જરૂર પડે, રોકડેથી લેવા જાઓ તો સામાન જ્યાંથી સસ્તો ને સારો મળે તે લઇ શકો અને તે સિવાય તમને રોકડા પૈસા આપો તેથી સેંકડે ૧૦ ટકા વગાવ રોકડા પૈસાપર તમને મળે.

**૭. જે સામાન લો તેની કીમતનો તથા તેના પોતનો વિચાર કરજો.**—જો એક ધોતીજોડો ૬ રૂપિઆની કીમતનો ને દોઢ વરસ સુધી ફાટે નહિ એવો હોય તેજ ધોતીજોડો ૪ રૂપિઆની કીમતનો હોય ને ૮ માસ ચાલી શકે એવો હોય તેના કરતાં સારો છે. જે ઘરમાં સારી હવા ને અનુકૂળતા ન હોય એવા હલકા ભાડાના મકાન કરતાં હવાવાળું ને અનુકૂળ ભાડાનું મકાન જેનું ભાડું વધારે હોય તોપણ તે સારૂં છે.

૮. **હુરાજીમાં હાજર રહેવાનું તથા દુકાનોમાં જવાનું બંધ કરો.**—જ્યારે માણસો વેચનારાની દુકાને જાયછે ત્યારે તેને જરૂર નથી એવો માલ ખરીદ કરવાનું મન થાય છે, કારણ કે તે ધારે છે કે એમાં નફો છે. વારંવાર દુકાનોમાં નહિ જરૂરની એવી વસ્તુઓ મળેલી હોય છે તેમાની કોઇ પણ વસ્તુ લેવાની લાલચ થાય ત્યારે તમે તમારા મન સાથે એમ કેમ વિચાર કરતા નથી કે આ હું લઇ શકીશ? તેના વગર ચાલશે કે નહિ? જ્યારે સોક્રેટીસે ઘણો સારો સરસામાન તથા બીજો કીમતી અસબાબ આથેન્સમાં જોયો ત્યારે તેણે કહ્યું કે હાલમાં હું ઘણી વસ્તુ જોઉંછું તે લેવાની હું ઇચ્છા રાખતો નથી. આ કહેવત તમારા ધ્યાનમાં રાખો કે જેની જરૂર નથી તેવી વસ્તુઓ ખરીદ કરે છે અને જેની જરૂર છે તે ખરીદ કરી શકતો નથી એવો મનુષ્યનો સ્વભાવ છે. વળી સો રૂપિઆની જણસ આપણે કામની નથી તે એક રૂપિએ મળે તોપણ તે લેવીજ નહિ.

૯. **માદક મવાહીપદાર્થો પીવામાં તથા તમાકુ પીવામાં પેસા ખરચશો નહિ.**—પ્રાચિન ગ્રીક લોકોની કહેવત છે કે "પાણી ઉત્તમ છે." સેંકડો વરસ થયાં ભારતવાશી હલકી જાત કરતાં ઊંચી જાતના સાક્ષર લોકો વ્યસન વગરના હતા. કમનશીબથી હાલમાં માદક પદાર્થ પીવાનો અથવા છાકટા થવાનો કેળવણી પામેલામાં વધારો થતો જાય છે તેથી કેટલાક લોકો જુવાનીમાં સ્વર્ગવાશી થાયછે અને તેમનું કુટુંબ ખરાબખસ્ત થઇ જાયછે. હિંદુ લોકોએ તેમના બાપદાદાના ડહાપણ ભરેલા આ બાબતના દાખલાને ચુસ્ત રીતે વળગી રહેવું જોઇએ.

તમાકુ એ માદક પદાર્થના જેટલી નુકશાનકારક નથી અને થોડાક બનાવોમાં તે ફાયદાકારક ગણાતી હશે તોપણ ધાર્યા તરીકે એનો ઉપયોગ કરવો જોઇએજ નહિ. આજથી આશરે ૩૦૦ વર્ષ પહેલાં આ દેશમાં એને કોઇ ઓળખતું નહોતું. એ થોડી પણ પીવામાં આવે તો જુવાન માણસોને નુકશાન કરેછે. તેનો સ્વાદ લેવાનો પણ યત્ન કરશો નહિ તો તેની ગરજ કદી પડવાની નથી. કહેવત છે કે "ખાય તેનો ખૂણો, પીએ તેનું ઘર, સુંધે તેનાં લૂગડાં એ ત્રણે બરાબર".

અફીણ એ કેટલેક દરજ્જે દારૂના કરતાં પણ ઘણું ખરાબ છે તેનો કોઇ પણ ઘાટમાં ઉપયોગ કરશો નહિ.

ગાંજો ને ભાંગ પણ એવાંજ માદક છે અને તે પણ શરીરને નુકશાન કર્ત્તા છે, એટલુંજ નહિ, પણ માણસના ધંધાને હિણપત કરે છે, માટે ધર્મને બહાને કે હરકોઇ પ્રસંગમાં તેનાથી દૂરજ રહેજો.

**૧૦. જામીનગીરીથી દૂર રહેવું.**—આ બાબત કેટલાક ટીકાઓ અગાઉ કરેલા છે. ખસુસ કરીને સંભાળ રાખવાની જરૂર છે કે જે માણસ આ બાબતમાં તમારી મહેરબાની માગે તે માણસ તમારા ખરેખરા ઓળખાણનો છે અને તે વાયદાનો વેપાર કરતો નથી તથા પ્રમાણિક છે અને દેવા રહિત હોય તોજ તેના જામીન થજો. સોલોમને કહ્યું છે કે "અજાણ્યા મનુષ્યનો જે જામીન થાય છે તેને ઘણો ખેદ થશે." માટે જામીનગીરીને જે ધિક્કારે છે તેજ ખરેખરો નર છે.

**૧૧. ના કહેવાનું સીખો.**—સ્માઇલ્સ કહેછે કે "માણસને સલાહ સંપ અને સારી રીત રહેવાને વાસ્તે ખરે

વખત ના કહેવાને શકિતમાન થાઓ એ ઘણું જરૂરનું છે.”
આનો ઉપયોગ ન કરવાથી ઘણાખરા ખરાબખસ્ત થઇ ગયા છે, કેમકે તેઓ ના કહી શકતા નથી. જ્યારે કોઇ વસ્તુ લેવાની તમારી મરજી થાય પણ તે લેવાને તમારી પાસે સાધન ન હોય તો કહો કે ના. જો તમે તમારૂં દેવું વાળવાને ઇચ્છતા હો ને એક મહિનાનો હપતો આપવો નહિ એવા વિચાર આવતા હોય તો કહો કે ના. તમારી સ્ત્રી તથા છોકરાં લૂગડાં અને બીજી વસ્તુઓ વિષે તમારી પાસે માગતાં હોય ને તમારી લાવી આપવાની સત્તા ન હોય તો કહો કે ના. જો તમારી પાસેના પૈસા ખાલી નકામા તાકીદથી બહાર મેલવાની મરજી થાય તો કહો કે ના. જ્યારે દુર્ગુણ અથવા કોઇપણ જાતનો લાભ કરવામાં તમે પડો તો હિંમતથી કહો કે ના. કોઇ પણ લાલચ, આળસાઇ, મોજશોખ, બેવકૂફાઇ, નઠારી રસમ એમાં ખર્ચવાનું મન થાય તો તેને એકદમ જવાબ દો કે ના. એજ ફકત લાલચ મટાડવાનો રસ્તો છે. પહેલી વખતે પ્રયત્ન કરીએ ત્યારે કચુંપચું થાય છે, પણ જ્યારે તેનો ઉપયોગ કરીએ ત્યારે તે મજબૂતીમાં આવે છે.

હિંદુસ્તાનમાં ઘણાખરા માણસો પૈસા ખુએ છે તથા દેવાદાર થાય છે, કારણ કે તે માણસોને ના કહેવાની હિંમત નથી. સ્વતંત્રતા ને હિંમતની જરૂર છે. તે ફકત પૈસા બચાવવા વાસ્તે નથી પણ ઘણાં સારાં પરિણામ અથવા કૃત્યો જે આપણી આસપાસ થાય છે તે તથીજ પૂરાં થાય છે.

લોકો ફર્યાદ કરે છે કે દેશ દિવસે દિવસે નિર્ધન થતો જાય છે તેનું કારણ જેમ સરકાર ઉપર કેટલાક દોષ મેલા-

ય છે તેમ તેવું થવાનો આ મુદ્દો છે તે એ કે કેટલાક વ-ધારેમાં વધારે ખર્ચ થાય એવી રીતિઓ જે અંગ્રેજ લોકની છે તે દાખલ કરી તે પ્રમાણે ચાલે છે તથા તે ચાલ દૃઢ થવાને પ્રયત્ન કરે છે; જેમકે તેમની પેઠે ખાવું, પીવું તથા વર્તવું એ તે લોકોને કદાપિ લાભકારી હશે પણ આપણને તો એ ખરેખરૂં હાનિકારકજ છે.

જે નવી રીતિ ભાગવે છે તે તેમના બાપદાદાની ચાલતી આવેલી પૈસા સંબંધીની સ્થિતિની રીતિથી ઘણીજ જુદી અને ખર્ચાળ છે.

૧૨. **તમે ઉદ્યોગી થાઓ.**—આ વાસ્તવિક ફતેહને હાથ-માં લેવી જોઇએ. સોલામન કહે છે કે "ઉદ્યોગી હાથ તાલેવર બનાવે છે." ઊંઘને ચહાશો નહિ કેમકે તે તમને ગરીબી દશા-માં નાંખશે. ઉદ્યોગને સારી રીતે દોરી જવો જોઇએ. નિ-યમિતપણું, વખતની બરાબર ગોઠવણ તથા મહેનત એ ઘણાં જરૂરનાં છે. મંડ્યા રહેવું એ પણ જરૂરનું છે. ઉદ્યોગ-ને ઉત્તેજન જોઇએ એટલું નથી? બ્લાક્રીશ કહે છે કે "આ-ળસની સામું રહેવું એ ઉત્તમ છે." માટે જીંદગીની જરૂ-રીઆત વિષેનાં મૂળતત્વ ખસુસ મનમાં ઉતારવાં જોઇએ. જ્યારે જ્યારે માણસ દુનિઆ વિષે બોલે ત્યારે ત્યારે તે ણે એમ જાણવું કે હલકી બાબતો વિષેની એ જગા નથી પણ શુભ કૃત્ય અને જરૂરની ફરજો બજાવવાની જગા છે. આળસ તો માણસને પાયમાલ કરવાને અને નિરંતર સુખનો નાશ કરવાનેજ દોડી જાયછે.

૧૩. **પરમેશ્વરની મદદ માગવી.**—નીતિના ફેરફારમાં અસરકારક સુધારો થવો જરૂરનો છે. દેવાનાં પાપ ખરેખરાં લાગે છે. જો કે ઘણા ઉડાઉ તેમના દેવાનો બોજો ઉતારવાને

યત્ન કરે છે તોપણ ઘણી ત્વરાથી તે બોજો તેના ઉપર પાછો બમણો લાવતા જાય છે. વાવણીના એક જાતના ઓજારની માફક દેવાનો બોજો ગરબડા કરે છે. આવા માણસને પૈસા ધીરવા એ નકામા ગુમાવવા તે કરતાં પણ ખરાબ છે. જોકે માગનાર જલદીથી નાણું લેવાની સખ્ત ઉઘરાણી કરે છે તોપણ ફરીથી તેમની પાસેથીજ ઉધારે લેવા જાય છે.

આ દુરગુણ દૂર કરવાને એકલી કેળવણીજ બસ નથી કેમકે કેટલાક સર્વવિદ્યોત્તેજકાલયના મોટા ખિતાબ પામેલા અજ્ઞાન ખેડૂત વર્ગ કરતાં પણ વધારે પૈસા ધૂળધાણીમાં નાંખી દે છે અને ઉડાવેછે. જ્ઞાનશકિતનું ખેડાણ એ નીતિવાન ચાલ ઉપર થોડી ઘણી અસર કરેછે.

લલચાવાના પ્રતિકુળ સ્વભાવને વશથઇ તમારી પોતાની શક્તિ ઉપર તમે અવિશ્વાસ રાખો છો, માટે પ્રતિદિન તમારા પરમપ્રભુપરમેશ્વરને કહો કે હે પ્રભુ! તું મને ઉપર પકડી લે કે હું સહીસલામત રહું. આ પવિત્ર કબૂલત કરતી વખત ગએલી તમામ બાબતની ખરાબ વર્તણુંકને હમેશા યાદ કરવીજ જોઇએ, કે ફરીથી તેવી વર્તણુંકથી વર્તવામાં આવે નહીં. ઉપરની સમજુતીઓ આપી છે તે ધ્યાનમાં રાખ્યાથી તથા હમેશાં ઇશ્વરની પ્રાર્થના કરવાથી દેવાદાર માહેના ઘણાખરા ઘણું દરજજે દેવાના જે જોખમમાં હોય છે તેમાંથી કેટલેક દરજજે સ્વતંત્ર થાય છે.

---

## સ્પષ્ટીકરણ દાખલા.

મોટા માણસો દેવાથી કેવા ને કેવી રીતે સંકટમાં આવ્યા છે તે જુઓ. સર વોલ્ટર સ્કોટની જીંદગાનીમાં ઘણીજ મનને લાગણી થાય એવી વાર્તા જે રીતિ તેણે ચલાવી હતી

તેથી જણાય છે. તે કોન્સ્ટેબલ એન્ડ કોની પેઢીમાં ભાગીઆ તરીકે પ્રસિદ્ધ હતો. તેમાં નાઉમેદ થયાથી તેને માથે મોટું સંકટ આવ્યું હતું, તથી તે ઊંડી ગુંચવણમાં આવી ગયો હતો. તેણે આબોટસફોર્ડમાં ભવ્ય મકાન બાંધ્યું હતું અને તેની આસપાસની જમીનનો તેજ માલીક થયો હતો, તે તે પ્રાંતનો શેરીફ હતો, અને ધારતો હતો કે તે ખરેખરો તાલેવર મનુષ્ય છે. જ્યારે એકાએક કોન્સ્ટેબલની દુકાન ભાગી અને તે પોતાની મેળે દુનિઆનો ૧૦૦૦૦૦૦ પૌંડથી વધારેના દેવાના ખાડામાં આવી પડ્યો, ત્યારે તેણે પોતાનો મિત્ર જે તેના ઉપર આસ્તા રાખતો હતો તેને કહ્યું કે આ ઘણું કઠણ છે. તેણે પોતાની જીંદગીપર્યંતની મહેનત દેવામાંજ ગુમાવી અને અંતે તે ગરીબ માણસ થઇ ગયો તોપણ, તે હિમ્મતથી પોતાના મિત્રને કહેતો હતો કે પરમેશ્વર મારી તંદુરસ્તી રાખશે અને શરીર ને મનની મજબુતી થોડાં વરસ સુધી આપશે તો હું મારૂં તમામ દેવું આછું કરીશ એમાં શક નથી. સર્વે માણસો મનમાં વિચારતાં હતાં કે એ પાયમાલ થઇ ગયો છે અને તેના મનમાં પણ એજ પ્રમાણે આવ્યું હતું, તોપણ તેણે હિમ્મત મૂકી નહતી. જ્યારે તેના માગનારાઓએ દેવાનો કંઇક ભાગ આપવાથી તે તમામ દેવા ઉપરથી પોતાના હાથ ઉઠાવવાની દરખાસ્ત કરી ત્યારે તેણે પ્રમાણિકપણાની નિશાનીથી લગારપણ છૂટ મૂકવાની મંજુરી આપી નહિં. તેણે કહ્યું કે ગૃહસ્થો છૂટ મૂકવાની મારી બીલકુલ સંમતિ નથી. વખત અને હું કોઇ પણ વેળા સાથે છીએ. જો કે તે દેવું બીજા તેના ભાગીઆઓએ કરેલું હતું તોપણ તે પોતાની મેળે તેને સારૂ કાયદાસર જવાબદાર થયો, અને તેના દૃઢ વિચારની મજબૂતીથી

તેણે ઠરાવ્યું કે જો તેને એક પેની મળે તો તેમાંથી તેણે ઓછામાં ઓછો ફાર્દિંગ તો કરજમાં આપવોજ. તેણે પોતાના શહેરનું ઘર અને વસ્ત્રાલંકારાદિ સરસામાન વેચી નાંખ્યાં અને પોતાના માગનારાને વિશ્વાસ આપવાને તેના ઉપજેલા તમામ પૈસા આપ્યા, તથા દર વરસે અમુક રકમ આપવાનો દસ્તાવેજ પણ લખી આપ્યો. આ પ્રમાણે દેવાનો ફડચો કાઢ્યા પછી તેણે ગ્રંથકારનું મહાભારત નવું કામ મોટા પાયા ઉપર કરવા માંડ્યું.

એ વર્ષમાં સ્કોટ સાહેબે તેના માગનારાને સારૂ ૪૦૦૦૦ પૌંડ મેળવ્યા. વુડસ્ટોક નામનાં તેનાં બનાવેલાં નવલમાંનું એક નવલ ત્રણ માસ કરતાં ઓછી મુદતમાં લખી કાઢ્યું, અને તે ૮૨૨૮ પૌંડે વેચ્યું. તેનું બનાવેલું નેપોલીઅન બોનાપાર્ટનું જીવનચરિત્ર નવ ગ્રંથોમાં લખાયું છે જેમાં તેણે ઘણીજ મેહેનત લીધી હતી, તેની કિંમત ૧૮૦૦૦ પૌંડ ઉપજી. જો કે તેને અર્ધાંગવાયુ થયો હતો તોપણ તે પીડામાં ચાર વરસ સુધી તેણે લખ્યાંજ કર્યું. આ પ્રમાણે તેણે પોતાના દેવાના રૂ અદા કર્યા હતા, જેને વાસ્તે તે બીલકુલ જવાબદાર ન હતો. અક્ષરોના ઈતિહાસ સંબંધીનું કામ ખરેખરૂં અનુપમ હતું તે કરવામાં પણ તે પાર પડયો હતો.

તેની જીંદગીનાં છેલ્લાં થોડાં વરસમાં તેણે જે સોસ્યું અને પ્રયત્ન કર્યા તે ઘણા ચમત્કારિક છે. જો કે તેને પક્ષાઘાત થયો હતો અને પરાણે પોતાની લખણ પકડી શકતો હતો, તોપણ સ્કોટ ખરેખરો બહાદૂર તેજસ્વી દીવો દેખાતો હતો, અને પોતાનો મૂળનો એવોને એવો જુસ્સો તેણે અંત સુધી રાખ્યો હતો. જ્યારે તેના આયુર્વેદે મગજને વધારે કસરત આપવાથી અથવા ગજા ઉપરાંત મગજનું કામ કરવાથી આ

રોગ થયો છે માટે એવું કામ બંધ કરવાનું ફરમાવ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે જો હું આળસ કરીશ તો ઘેલો થઇ જઇશ. તેના જુસ્સાને રોગથી પણ જીતાયો નહિ. પરંતુ તેના શરીરની શક્તિ ક્ષિણ થતાં જુસ્સામાં ને જુસ્સામાં,તે મરણ પામ્યો. તેને છેલ્લો પ્રાણઘાતક હુમલો થયાની થોડીવાર પહેલાં તે પોતાના આબોટસફોર્ડ નામના ઘરની અગાડી ઘાસ ઉપર ખુરશી નાંખી તે ઉપર ઝુલતો હતો, તે વખત તે એકાએક ઉભો થયો, પણ તરતજ તે ખુરશીના ઓછાડ ઉપર પડ્યો અને આંખમાં આંસુ આણી બોલ્યો કે આ આળસની દીલગીરીછે. મને મારી પોતાની કોટડીમાં લઇ જાઓ અને મારા ટેબલના ખાનાની કુંચી શોધી લાવો. તેની મરજી પોતાનો અભ્યાસ કરવાની હતી અને કલમ તથા ખડીઓ એના મોં આગળ મુક્યાં, પણ તેનાથી લેખણ સરખીએ પકડાંઈ નહિ ને તે લખી શકયો નહિ, તથા તેના બેશી ગયેલા ગાલ ઉપર આંખમાંથી આંસું પડ્યાં. રોગ તેના જોસ્સાને જીતી શકયો ન હતો. પણ તેણે તેના શરીરની શક્તિ ઓછી કરી હતી. આ બીના સ્મેહસ કૃત થીફ્ટમાં ( from thift by Smiles) છે.

સ્કોટ સાહેબના છેલ્લા શબ્દો યાદ રાખવા યોગ્યછે. લોકહારટનું કહેવું એવું છે કે તેણે તેના જમાઇને અંતકાળે કહ્યું કે મારા વહાલા, મારે તમારી સાથે એક મિનિટ વાત કરવાની છે તે એકે તમે સારા માણસ, સદ્ગુણી ને ધાર્મિક થાઓ. જ્યારે તમે અહિં બેઠાછો ત્યારે કંઇપણ સુખ થાય એવું જે આજે હું કહુંછું તે સિવાય બીજું તમને કંઇ પણ આપવાનું મારી પાસે નથી, પરંતુ તમારા બધાનું પરમેશ્વર કલ્યાણ કરો. આ પછી તે તરતજ હમેશની નીદ્રામાં સૂતો અને સર્વ છોકરાંના દેખતા તેણે છેલ્લો શ્વાસ મૂકયો.

**ડાક્ટર જોન્સનના દેવા વિષે.**—સેમ્યુઅલ જોન્સન ઘણો ગરીબ માણસ હતો તેમ ઘણો બહાદૂર પણ હતો. તે નાનપણમાં ગરીબી દશા તથા દેવામાં પડેલો હતો અને તે બંનેને કાઢી નાંખી ચોખો થવાને ઇચ્છતો હતો. જ્યારે તે પાઠશાળામાં ભણવા જતો ત્યારે તેના પગની આંગળીઓ બૂટની બહાર નીકળતી હતી તોપણ તે નવા વેચાથી લેવાને ઘણોજ ગરીબ હતો તેથી અશક્ત હતો. તેનું માથું જ્ઞાનના ભંડારથી ભરેલું હતું પણ તેનું ગજવું તદન ખાલી હતું. લંડનમાં પહેલા વર્ષમાં તેને અડચણ અને કષ્ટ કેવાં ભોગવવાં પડ્યાં તે વાંચનારને તેના જીવનચરિત્ર ઉપરથી જાણવામાં આવશે. તે રહેવાનું અને ખાવા વિગેરેનું ખર્ચ સાડાચાર પેન્સમાં એટલે દરરોજના ત્રણ આનામાં પરાકાષ્ટાએ ચલાવતો હતો. જ્યારે બિછાનાને વાસ્તે પૈસા આપવાને ગરીબીદશાને લીધે અશક્ત હતો ત્યારે તે તેના સોબતીઓને લઇને કોઇ કોઇવાર આખી રાત શેરીઓમાં ભટકતો હતો. તેને સ્વચ્છ લૂગડાં અઠવાડીઆમાં એકજવાર મળતાં હતાં. તે જ્યારે મળતાં તેજ દિવસ તે લોકોની મુલાકાતને વાસ્તે રાખતો, અને ઘર બહાર બીજાની મુલાકાતે પણ ત્યારેજ જતો હતો. ઘણી વખત તે ઉપવાસી સ્થિતિમાં દેખાયો હતો, તેનાં દુઃખ માણસને જેટલાં પડેછે એટલાં તમામ હતાં. તે પોતાની ઇચ્છાનો આધાર નસીબ ઉપર કદી રાખતો નહોતો, પણ તેને ઉત્તમ સ્થિતિમાં આણવાને તે યત્ન કરતો હતો તથી તેની જીંદગીનાં પાછલાં વર્ષો સુખ ચેનમાં ગયાં હતાં. સ્મૈલ્સ કૃત થ્રીફ્ટમાં ( Chiefly from thifty by Smiles ) કહે- છે કે તેના પોતાના દુઃખના અનુભવપરથી કોઇ પણ માણસ ડાક્ટર જોન્સનના દેવાના વિષય વિષે મોટામાં મોટા પૂરાવો

આ સિવાય બીજો કોઇપણ આપી શકવાનો તથા કહી શક-
વાનો નથી. તેણે પોતાના મિત્રને નીચે મુજબ લખ્યું હતું.

તમે પોતાની મેળે દેવું કરવાના વિચારની રીતિ ફકત
અવ્યવસ્થાને માટે રાખશો નહિ, તમને તેથી દુઃખ ખમવું
પડશે. દરિદ્રતા સારૂ કરવાનાં અને પેદાશનાં એટલાં બધાં
સાધન લઇ લે છે, અને એટલી બધી પ્રતિકુળ ને એટલી
બધી અશક્તિ કરે છે કે કુદરતી વૃત્તીને સદ્ગુણને બદ-
લે પાપ કરાવે છે, તેથી સઘળાં સદ્ગુણી સાધનો તેના-
થી દૂર રહે છે; માટે તમારે પહેલી સંભાળ એ રાખવી
કે કોઇનું પણ દેવું કરવું નહિ તથા ગરીબ ન થવાય એવો
ઠરાવ કરવો. જે જે તમે ખરચો તેમાં ઓછું ખરચો.
દરિદ્રતા એ મનુષ્યના સુખની ખરેખરી મોટી દુશ્મન છે.
ખરેખર એ સ્વતંત્રતાનો નાશ કરેછે અને તે કેટલાક
સદ્ગુણો અનુભવમાં ન આવે એમ કરે છે. તે બી-
જાને એટલે દુર્ગુણોને અતિશય કઠણ કરે છે. કરકસર
ફકત શાંત રીતિએ રહેવાનો પાયો નથી પણ પરોપકા-
રનો પણ પાયો છે. જે માણસ પોતે મદદ માગતો હોય
તે બીજાને મદદ કરી શકે નહિ. આપણે ખરચવાને ઇ-
ચ્છીએ તે પહેલાં આપણી પાસે જોઇએ એટલું છે કે નહી તે
તપાસવું જોઇએ. દેવું માણસને તેની મોભાવાળી આ-
બરૂમાંથી હલકો કરે છે. તેના વેપારી માણસો તથા ચા-
કરો તેને દયામાં મૂકે છે અને ઘણી આબરૂ ઉપરથી ગુલામીમાં
નીચો ઉતારે છે, જેથી કરીને તે પોતાને શેઠ એવું ઘણી-
વાર કહેવરાવી શકે નહિ. તે પોતાના વ્યવહારમાં પોતાના
મનને હિંમતથી કોઇ દિવસ જોઇ શકે પણ નહિ. માણસ જે
દેવાદાર છે તેને સત્યવકતા થવું ઘણુંજ કઠણ છે. તેનાથી પો-

નાના સાધન ઉપર રહેવાને પ્રમાણિકપણે ગોઠવણી કરી શ-
કાતી નથી, પરંતુ બીજા હરકોઇના અપ્રમાણિક સાધન ઉપર
રહેવાની જરૂર તો પડવાનીજ પડવાની.

જોન્સન ખાત્રીથી કહે છે કે મિલકતનો ઉત્તમ ઝરો
અથવા સારી રીતે રહેવું એ કરકસર છે. તે કરકસરને ડ-
હાપણની છોકરી, મીતવ્યતા (નિયમસર ચાલવાની રીત)ની
બહેન અને સ્વતંત્રતાની મા કહે છે.

નાનાં છોકરાંને દેવું કરવાથી મોટું પાપ થાયછે તે કેવી
રીતે શીખવવું, તે નીચે લખેલી વાત ઉપરની ધ્યાનમાં
આવશે. છોકરાંને આ પાઠ ભણાવવો એ અતિ જ-
રૂરનું છે. ચાર્લેસ સ્પરજન જે હાલના વખતમાં મોટામાં
મોટા ઇંગ્રેજી વક્તા છે તેના બાપે તેના મન ઉપર દેવા વિષે
કેવી રીતે ઠસાવ્યું હતું તે આ પ્રમાણે બતાવે છે.

જ્યારે હું ઘણો નાનો છોકરો હતો અને સ્રીશાળામાં
જ્યાં છોકરા ને છોડીઓ સાથે ભણતાં હતાં ત્યાં ભણવા
જતો હતો; તે વખતે એવો બનાવ બન્યો કે મારે પત્થર-
ની પેન જોઇતી હતી અને તે લેવાને મારી પાસે પૈસા
નહોતા, હું એવો અવ્યવસ્થ (સંભાળ વગરનો) હતો કે
મારી પત્થરપેન વારંવાર ખોઇ નાખતો હતો, તેથી પત્થર-
પેન ખોવાયાથી મને મારો પિતા ખીજશે એવો વિચાર
આવવાથી હું બીન્યો તેથી તે વાત ઘેર કહેવાની હિમ્મત ચ-
લાવી નહિ. ત્યારે મેં શું કર્યું? તે શાળાની જગા પાસે એક
નાની દુકાન હતી, જેમાં નાળિએર, ભમરડા, પૂરીઓ, દડા
એવી એવી ઘણી વસ્તુઓ એક ડોશી મીસીસ ડીયરસન ક-
રીને હતી તે વેચતી હતી, અને કેટલીકવાર એ ડોશી છોકરા
અને છોડીઓને વિશ્વાસ ઉપર ઉધારે પણ આપતી હતી;

તે મારા જોવામાં આવ્યું ત્યારે મેં મારા મન સાથે સલાહ કરવા માંડી કે ક્રીસ્ટમસનો દિવસ નજીક આવે છે તથી મારાં સગાંમાંથી કોઇ માણસ અગર બીજો તીરાહિત અ-ચીત મને તેની પાસેથી પેની અથવા કદાપિ રૂપાનો છ પે-નસનો સિક્કો આપશે ખરાં, તેથી મેં પત્થરપેન લેવાનું દેવું કરવું ધાર્યું અને ક્રીસ્ટમસમાં ખચીત આપવાનો વા-યદો કરવાનું મારા મન સાથે નક્કી કર્યું; તે વખત હું શાંતતાથી રહ્યો નહિ પણ પરાણે મારા મનમાં પૂરી હિમ્મત લાવીને તે દુકાનમાં ગયો. મેં પત્થરપેનની કિમત પૂછી તો તે ફકત એક ફાર્દિંગ હતી, તથા પાછલા વ-ખતનું અદ્યાપિસુધી કોઇપણ વસ્તુનું મારે દેવું હતું નહિ તથા મારી શાખ પણ સારી હતી, તેથી તે માયાળુ વૃદ્ધ બાઇએ મને તે પત્થરપેન આપી તેથી હું દેવાદાર થયો. હું આ બના-વથી રાજી થયો નહિ પણ ઉલટું મને એવું લાગ્યું કે મેં ઘણું ખરાબ કામ કર્યું, તોપણ સારૂં થયું કે મને એટલા ઉપરથી જણાયું કે હવે હું જલદીથી દેવાથી હુશિઆર રહીશ. મારા બાપને આ નાના કામનો ભેલ કેવી રીતે જાણવામાં આવ્યો તે મેં બીલકુલ જાણ્યું નહિ. કોઇ નાના પક્ષીએ ઉડીને આ વાત કહિ હશે અથવા વાએ ઉડીને તેની પાસે તે વાત આવી હશે, કીંવા બીજાએ તેને કહ્યું હશે કે કેમ તે મને બીલકુલ મા-લમ પડ્યું નહિ, પણ તેઓ જલદીથી મોટી આતુરતાથી મારી પાસે આવ્યા. પરમેશ્વર તેને વાસ્તે તારૂં રક્ષણ કરે એમ તમણે મને કહ્યું. તે સમજણા માણસ હતા તેથી તેઓ તે-મના કોઇપણ છોકરાંને બગડવા દેતા નહિ, તેમના છોક-રાંને સટ્ટો કરવા દેતા નહિ, અને નઠારા મોટા માણસ પૈ-સાથી જે રમત રમછે (જુવું રમછે) તે પણ રમવા દેતા

નહિ. મારા માથા ઉપર દેવાનો ભાર હતો તે એકદમ નાંખી દેવામાં તેમણે ભૂલ કરી નહિ. તેણે મને દેવામાં દબાઇ જવા વિષે મહા બળિષ્ટ ભાષણ સંભળાવ્યું, અને તે એવું સરસ અસરકારક તિક્ષણ સમયાનુંકુળ હતું કે તે મેં ગ્રહણ કરેલુંછે. તેમાં એમણે કહ્યું હતું કે દેવાના રસ્તામાં લોકો ખરાબખસ્ત થઇ જાય છે માટે જો છોકરો એક ફાર્દિંગ દેવું કરે તો એક દિવસ એવો આવે કે તેના ૧૦૦ પોંડ થાય; તે ન અપાય ને કેદમાં જાય એવી રીતે દેવું તેને ને તેના કુટુંબને ફજેતીમાં લાવી મૂકે છે.

તે ખરેખરૂં યોગ્ય ભાષણ મને ખરેખરી અસર કરે એવું હતું. હું ધારૂં છું કે હું હમણાં સાંભળી શકુંછું. તે મારા હૃદયમાં એવું તો કોતરાઇ રહ્યું છે કે મારા કાનમાં તેના ગણગણાટ વાગતા નથી તોપણ મને તેનો ભાસ થાયછે. તે ભાષણથી હું તે દુકાન તરફ ચાલ્યો ગયો અને બાપે આપેલા ફાર્દિંગ તે ડોશીને આપી દેવાથી હું દેવાથી મુક્ત થયો જેમ વનવગડાનો દુખી બનેલો વેપારી ગામમાં આવી વીતલાં વીતકણાંથી પોકશ્રાધ કરે તેમ રાગ તાણીને બધા ફળિયામાં રડ્યો તેનું વર્ણન હું આ ઠેકાણે કરવાને અશકતછું. આ બનાવથી દેવાનો ભય અને શરમ મારા મનને લાગ્યાં; કારણ કે મેં વિચાર્યું કે હું કરજદાર છું તે સઘળાએ જાણ્યું. આ ફાર્દિંગે મને ખરેખરી ઘણીજ અસરકારક સોલમનના જેવી તાકીદ આપી તથી કરીને ગરીબ કરજદાર દેવારહિત થયો. જેમ પક્ષી પાંજરામાંથી છૂટું થાય તેમ મને દેવામાંથી નીકળ્યા પછી તેવુંજ મિષ્ટ લાગ્યું. મારા નાના અંતઃકરણે હવે એવી બાધા લીધી અને નક્કી કર્યું કે ફરીથી કોઇ દિવસ હું કરજની જાળમાં ફસાયો નહિ. આ સુંદર પાઠ જે

અને તે હું કદી ભૂલવાનો નથી. જો સઘળા છોકરાં જ્યારે નાનાં હોય ત્યારે આ વાજ માર્ગની નકલ કરે તો એટલું બધું સારૂં થાય કે તે નશીબદાર બને અને તેમની વૃદ્ધિ ગત થતી જીંદગીમાં ખોટી માથાકૂટમાંથી બચી જાય તથા દુનિઆના હરેક કાર્યમાં ફતેહ પામે.

---

## સેવીંગસબેંકસ.

જંગલી પશુ વિષે હમણાંજ ટીકા કર્યા છે કે તે નાણું સાચવી રાખી શકતાં નથી, તેઓ રોજ જે મળે તે ઉપરજ ગુજરાન ચલાવે છે, આવતા વખતને વાસ્તે તે કંઇજ રાખતા નથી, તેમ તેમને કાલ એ શબ્દનો વિચારજ નથી; તેમના સગા ને મિત્રોની બરદાશ રાખવાની તેઓ દરકાર રાખતાં નથી, મંદવાડ તથા વૃધાવસ્થાને વાસ્તે કંઇપણ બંદોબસ્ત કરતાં નથી, તે માટે માણસ આ રીતે વર્તે તો તે જંગલી પશુ સમાન છે એટલુંજ નહિ, પણ તેના કરતાં પણ ઉતરતો કહીએ તો ચાલે; કેમકે તેને પશુ કરતાં ઇશ્વરે તર્કશક્તિનો ગુણ વધારે આપેલો છે, માટે તર્કશક્તિનો ઉપયોગ કરે તો પૈસા બચાવવા એ દુનિયાનું પહેલું પગથિયું છે. તે વિષે ખરી વાત એ છે કે તેને બચાવવાનું, મેળવવાનું, એમનો સઘળો આધાર અગાઉ વિચાર, ડહાપણ અને નિપુણતાથી કરી શકાયછે. તે ભવિષ્યના સુખનું સત્વ છે અને સ્વતંત્રતાથી શરૂ થાય છે.

પહેલાં જ્યારે માલમતાની સંભાળનો બંદોબસ્ત નહોતો ત્યારે નાણાને દાટી મેલતા હતા તથા તેનાં ગાળીને ઘરેણાં કરાવતા હતા તેના બધા ગેરફાયદા ઉપર બતાવેલા છે

તથી ફરીથી બતાવવાની જરૂર નથી. નાણાને વ્યાજે બી-
રવુંજ જોઇએ, પણ બીરતાં પહેલાં વિચાર કરવો કે તે સારી
બાંધણીમાં છે કે કેમ, વ્યાજ મળવાને હરકત છે કે નહિ,
તથા તે મુડી પાછી લેવા જતાં તેમાં હરકત થાય છે કે નહિ
તે સર્વ ધ્યાનમાં રાખવાનું છે. તેને વારંવાર રાખનારા મળવા
એ કામ બહુ કઠણ છે. નાણાં વ્યાજ સાથે જ્યારે જો-
ઇએ ત્યારે ને જ્યાં જોઇએ ત્યાં આપનારા જડવા કઠણ
છે. બીરનારના પૈસા સહીસલામત રહે અને તેના ભરૂ-
સાની બાંધણી પક્કી રાખવાને તથા ત્યાંથી જોઇએ ત્યારે
વ્યાજ લઇ શકાય અને ગમે તે વખતે માગીએ ત્યારે
મળે તેને માટે બ્રિટિશ સરકારે સેવિંગસબેંકો મુલકના જૂદા
જૂદા ભાગોમાં સ્થાપેલી છે. હરકોઇ મનુષ્યને જ્યારે તેની
ખુશીમાં આવે ત્યારે ત્યાં જઇ થોડું પણ નાણું મેલવા
જવાની છૂટ છે. નાણું મેલનારને એક પહોચબુક મળે છે
તેમાં ભરેલી અથવા ઉપાડેલી રકમ બરાબર દાખલ કરવા-
માં આવે છે. તેના પોતાના અથવા તેણે જેને અખત્યાર
આપ્યો હોય તે સિવાય બીજાથી તે પૈસા લેઇ શકાતા
નથી. સરકાર તેની યોગ્ય સંભાળ રાખે છે અને તેના
ઉપરનું વ્યાજ દરવર્ષે તેમાં ભરી આપે છે, તથી તેમાં દ-
ગો અથવા ઠગાઇ થાય એવો બનાવ બનવો અસંભવિત છે.
પૈસા મેલવા અથવા પાછા લેવા એ ગમે તેટલા અને
ગમે તે વખતે લઇ શકે છે તથા મેલી શકે છે. દેવું કર-
નારા જેટલું વ્યાજ આપે છે તેટલું વ્યાજ સરકાર આ-
પતી નથી બલકે ઓછામાં ઓછું આપે છે તોપણ તેમાં
ઘણા ફાયદા છે અને બીરેલી રકમ ખરેખરી રીતે સ-
હીસલામતીમાં રહે છે તથા ગમે તે વખતે તે લઇ શ-

કાય છે એવું અર્થ શાસ્ત્રવાદીઓનું મત છે. હિંદુ-સ્થાનમાં સઘળી પોષ્ટ આફીસોમાં તેના કામની સાથે સેવિંગસબેંકો રાખેલી છે. ઓછામાં ઓછી રકમ તેમાં મેલવાની તથા લેવાની છૂટ છે, તો પણ તે ચાર આનાથી ઓછી જોઇએ નહિ. ૪ આના, ૮ આના અને ૧૨ આના ઇત્યાદિ. વધારેમાં વધારે રકમ ૫૦૦ થી વધારે એક વારસમાં રાખવામાં આવતી નથી. નાણું મેલનાર પોતાના પૈસા અઠવાડિઆમાં એકથી વધારે વાર ઉપાડી શકતો નથી. તેના ઉપર દર સેંકડે દર વરસે ૩૩/૪ ટકા વ્યાજ મળે છે. પૈસા મેલનાર પોતાનો હિસાબ કરી તેનું નાણું ગમે તે પોષ્ટઆફીસમાં મળવાને વાસ્તે પહોંચ બુક બીજી પોષ્ટ આફીસમાં વગર પૈસે રકમ મેલવાને તથા લેવાને વાસ્તે ફેરવી આપે છે.

એ વિષેના તમામ સંપૂર્ણ ધારા પોષ્ટ આફીસમાં જ્યારે માગે ત્યારે મળે છે. ગમે તે વખતે જ્યાં માગશો ત્યાં અરજ કરવાથી તે મળશે. નાણું મેલનારને બેંકનો હિસાબ એ પહોંચ બુક ઉપર લખી આપવામાં આવે છે.

આપણા મુલકમાં ઘણા લોકો પૈસા જાળવી રાખવા તથા તેને સલામત ભરેલી રીતે વધારવા એ બાબતથી અજાણ્યા છે. જ્યારે તે પરણવાના હોય છે ત્યારે અથવા જ્યારે તેના કુટંબમાં સૂવાવડ, જનોઇ, સીમંત, ઉત્તરકાર્ય, ગૃહમુર્ત, ગૃહપ્રવેશ, ઇત્યાદિને વાસ્તે પહેલાથી તેઓ તૈયારી કરતા નથી; એને વાસ્તે જરૂરનું ફંડ રાખ્યું હોય તો તે તેમને ઘણું સહેલું પડેછે. જ્યારે તેમનું ખર્ચ વધે છે ત્યારે તે વ્યાજે ઉપાડે છે, અને એટલા ખરચમાં વળી વ્યાજનો વધારો કરેછે, તેમ પગાર મળતો હોય તો મહિનાનો પગાર આવે તે તરતજ ખરચી નાખનારાની સંખ્યા પણ થોડી નથી. તેમને બી-

જું અણધાર્યું ખર્ચ આવી પડ્યું હોય તો તેને વાસ્તે એક રૂપિઆ સરખાએ સમ ખાવાને બચતા નથી, માટે સેવિંગસબેંકમાં અમાનત ખાતું રાખ્યું હોય તો નાણાનો અટકાવ થાય છે, અને આવા કૃત્યમાં વાપરવા વાસ્તે કામ આવે છે.

નાનાં છોકરાં સરખાને પણ સેવિંગસબેંકનો હિસાબ શી રીત રહે છે તથા તે શું છે એ સમજાવવું જોઇએ. આપણા દેશમાં પકવાન તથા બરફી ઇત્યાદિ મિષ્ટ પદાર્થો ઘણા વેચાય છે અને તેના પુષ્કળ જથા આપણે વારંવાર જોઇએ છીએ, તેમાંથી લેવાની ટેવ રાખ્યાથી છોકરાંને પણ એ નુકસાનકારક ટેવ તેમનાં માબાપ પાડે છે તથા તેમને મીઠાઇ ખાતાં શીખવે છે. કેટલીકવાર તો તેમનાં માબાપ તેનો સ્વાદ કેવો છે તે ચાખી જુએ છે તેથી છોકરાં તેવું કરતાં શિખે છે. આ એક બીજો ખરાબ પાઠ છે. કેમકે નાનાં છોકરાંને નકલ કરવાની ટેવ હોય છે તેથી તે જલદીથી શિખે છે, તેમ તેનો કેવી રીત ઉપયોગ કરવો એ પણ તેમને જલદીથી આવડે છે. જે જોઇતું હોય તે આપવાને સાધારણ રીતે માબાપ તેને બીજે છે, પણ આવી ખરાબ ટેવ પડશે તેનો વિચાર સરખાએ આવતો નથી એ મોટી દીલગીરીની વાત છે.

## દેવા રહીત હોવાથી થતા ફાયદા.

જગતમાં રહી હલકાં કામ કરી પારકાની પાસે હોય તે છીનાવી લેવું, તથા કરકસર કરી ભેગું કરેલું દ્રવ્ય પોતાના તથા પારકાના ખરા ઉપયોગમાં ન ખરચતાં બીજાનાજ ઉપયોગને માટે રાખી મેલવું, એ શીખવવાનો બીલકુલ

ઈરાદો નથી.

લોભી માણસો દ્રવ્યોપાર્જીત કરી તેની સોનાની મૂર્તિ બનાવી તેની આસનાવાસના કરી હમેશાં તેના આગળ સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા એનેજ ખરૂં કર્ત્તવ્ય માનેછે મતલબ કે દુનીઆમાં પૈસો એજ પરમેશ્વર છે એવું સમજેલા હોય છે, તથા કંજુસ માણસો નાણાથી કદીપણ તૃપ્ત થતા નથી એટલે હમેશાં અસંતોષી રહે છે. પોતાનાથી બને તેવી હરેક યુક્તિ કરી દ્રવ્ય ભેગુંજ કર્યા કરેછે પણ તેમનાથી પોતાને માટે પણ કંઈ વાપરી શકાતું નથી, સારી આમદાની છતાં મીઠું ને રોટલો ખાઈ પેટ પાટા બાંધી ચલાવે છે અને દ્રવ્ય ભેગું કરી તે બીજાને વાસ્તે રાખી જાય છે. તે દ્રવ્ય જે શખ્સની પાસે આવેછે તે ફુલણજી બની ઉડાવી દેછે.

દેવાથી ચોખ્ખા થવાના કેટલાક ફાયદા તથા કબજામાં આવેલું થોડું પણ ભંડોળ શી રીતે સહીસલામત રહે કીંવા ભંડોળ શી રીતે થાય તે નીચે બતાવવામાં આવે છે.

**૧ પૈસાનો બચાવ.**—અગાઉ બતાવવામાં આવેલુંછે કે દેવાદારનું ઉપાર્જીત કરેલું સઘળું દ્રવ્ય તેના શાહુકારને ત્યાં જાય છે, તથા તેની મહા મહેનતની કમાણીનો થોડો ભાગપણ તેના પોતાના ખપમાં આવતો નથી, માટે જો માણસ દેવા રહીત હોય તો ઉપાર્જીત કરેલું સઘળું તેના પોતાનાજ ઉપયોગમાં આવે અને શાહુકારને ત્યાં જતું બચે.

**૨. દ્રવ્ય સંબંધીની આતુરતાથી સ્વતંત્રતાને થતી હાની.**—દેવાદારને તેના પોતાના માગનારની બીકથી ધંધા રોજગારમાં રોકાવાનું બનતું નથી, તેથી વારંવાર દેવાનીજ

ચિંતામાં ને ચિંતામાં નીદ્રા રહીત રાત્રિ ગુજારવી પડેછે, પરંતુ જેને માથે ઋણ નથી તે આનંદથી નિશ્ચિન્ત રાત્રિએ સૂઇ રહે છે તથા તેને ઊંઘ પણ ખરેખરી આવે છે. જેને કંઇજ દેવું નથી તેને એ હરકત કરતા નથી.

૩. **તેની સાથે જેને જેને કામકાજ છે તે બધા તરફથી તેને અંતઃકરણની શાબાશી આપવાને થતી હરકત.**—દેવાદાર તેના માગનારની કડવી ચોપડીમાં નોધાએલો છે તેથી તેને તેના તરફથી ઘણું અપમાન મળે છે. હસમુખો ચહેરો જેને માથે દેવાનો બોજો નથી તેવાજ માણસને મુબારકબાદી આપે છે.

૪. **સત્ય અને પ્રમાણિકપણું દાખલ થાય છે.**—દેવાદાર વચન આપે છે પણ તે પ્રમાણે પાળતો નથી. તે બદધાનતથી દ્રવ્ય આપવાને અશક્ત હોય છે તેમ છતાં તે બ્યાજે લે છે તેથી જુઠ અને દગાને આ પ્રમાણે ઉત્તેજન આપે છે. બીજા દાખલાઓમાં તેની અસર વિરૂદ્ધ રીતિએ એટલે ઉલટી થાય છે. મતલબ કે દેવા રહીત માણસોમાંજ એ સદગુણ રહેલા હોય છે.

૫. **ગરીબને અને દરેક સારા કામને મદદ આપવાની શક્તિનું પેદા થવું.**—બીજાના સુખમાં વધારો કરવો એ એક જીંદગાનીની મોટી મોજ મજા છે. જે આપણું નથી તે ધર્મના કામમાં પણ આપવું અથવા દાન કરવું એવું કરવાનો આપણને લગાર પણ હક નથી. આપણે ઉદાર થતા પહેલાં આપણે વાજબી કરનારા થવું જોઇએ. જો માણસ દેવાદાર ન હોય તો તેને કમાએલા નાણાંનો કંઇપણ ભાગ બ્યાજમાં આપવાનો નથી, તેથી તે ભાગ વધે છે તથા કરકસર થી તેમાં ઉમેરો કરી વધારે બચાવી શકે છે.

૬. કુટુંબને આશ્વાસન આપવું અને છોકરાંને સારો દાખલો આપવો.—દેવાદારનું કુટુંબ કેવી પીડા પામે છે તે હમણાંજ આપણે બતાવ્યું છે. તેના ઘરમાં સુખશાંતિની છાયા સરખી પણ રહેતી નથી. પૈસા નહિ જાળવનાર માબાપોનાં છોકરાં વારંવાર ઉડાઉજ હોય છે. માણસ ઘણી વાતોમાં ડાહ્યો હોય તે તેનાં ફળ તરતજ મેળવતો નથી પણ બીજી આવતી પ્રજાનો મદદગાર થઇ પડે છે. દેવું પતાવ્યાથી થએલી સ્વતંત્રતા, તથા તેના ફાયદાને હમેશાં યાદ રાખવા જોઇએ કે કોઇપણ સાધનથી દેવું ન થાય એ ઘણું ખપનું છે. મીકાસ નામનો પેગંબર કહે છે કે:—

અરે માણસ! હું તને બતાવુંછું તે એકે જે સારૂં છે તે તથા ઇશ્વરને જે જોઇએ છીએ તે એજ છે કે પ્રમાણિક રીતે વર્તવું અને દયાને ચહાવું તથા પ્રભુની આગળ આધીન સેવકની રીતે જવું.

વાજબી રીતે કરવું તેની સાથે બે બીજી ફરજો આવે છે.

---

## દાખલા.

### દ્રવ્યનો રસ્તો.

યુનાઇટેડ સ્ટેટસનો નીવાસી બેન જામીન ફ્રાંકલીન ગયા સૈકડામાં માઠીહાલત દશામાંથી મોટી સ્થિતિએ પહોંચ્યો હતો. તે તેની ધારણા પ્રમાણે સુખમાં તેના સોબતીઓ કરતાં ચઢયો અને તેના અનુભવી ડહાપણને લીધે તે પ્રખ્યાત થયો હતો. તેણે પુઅર રીચર્ડ (ગરીબ રીચર્ડ) ના નામથી સંપત્તિ મેળવવાનો રસ્તો એ નામનું કેટલીક ઉત્તમ શિખામણોવાળુ પંચાંગ પુસ્તક પ્રગટ કર્યું હતું. તેના

ઘણી ભાષામાં ઉતારા થયા છે. તેમાંના કેટલાક ઇસારા મુ-
ખ્યત્વે કરીને યુનાઇટેડસ્ટેટસમાં ખરા પુરાવામાં લેવાય
છે. તે ટુંકા ને સર્વ અર્થવાળા થોડા શબ્દોમાં છે તોપણ
તે સહેલથી સમજી શકાય છે. ધારો કે તેણે પોતાની મજે
લોકોને શિખામણ આપી છે માટે જેઓ તે પ્રમાણે કર-
વાને ધ્યાનમાં રાખે અને તેનો ઉપયોગ કરે તથા જેઓ
હાલમાં દેશને આબાદ થવામાં જે હરકતો પડેછે તે નાબુદ
થવાને ઇચ્છેછે તેમને પણ ઉપયોગી છે, તથા તે શિખા-
મણો દરેક સ્ત્રી પુરૂષને શ્રવણ, મનન ને નીદધ્યાસ કરવા
લાયક છે.

સભ્ય વાંચનાર— બીજા ગ્રંથકારે માન્યપૂર્વક કહેવત ત-
રીકે માન્ય કરેલું એવું પ્રમાણયુક્ત પુસ્તક તથા અન્ય ગ્રં-
થકારને ખુશી ઉપજે એવું કોઇપણ પુસ્તક આ સિવાય
બીજું નથી એવું સાંભળ્યું છે. એક ન્યાયાધિશ પોતાના
ન્યાયના હોદા તરીકે ખરેખરૂં કહે છે કે આ પુસ્તક શી
રીતે દાખલો આપી તેને લાગુ પાડવું તે હું બતાવુંછું. જ્યાં
વેપારીનો માલ હરાજ થતો હતો ત્યાં ઘણાં માણસો ભેગાં
થયા હતા તે ઠેકાણે મેં મારા ઘોડાને મોડું થયું તોપણ
અટકાવી રાખ્યો. વેચવાનો વખત થયો નહોતો ત્યાં
ખરાબ વખત છે. એવી ચર્ચા ચાલતી હતી. તે મંડળીમાં
એક સ્વચ્છ વૃદ્ધ પુરૂષ ધોળાવાળ, ધોળો ઝભો પહેરીને
ઉભો હતો તેને કહ્યું કે હે વેદવ્યાસ મહેરબાની કરીને
કહો કે તમે વખતને વિષે શું ધારો છો? તમે ધારતા
નથી કે દેશના ઉપર ભારે કરનો બોજો પડે છે તેથી તે
ખરેખરો પડી ભાગશે. અમે શી રીતે એ કર આપવાને
શક્તિમાન થઇએ! અમારે એ વિષે શી રીતે કરવું તેની

શિખામણુ આપશો તો મોટી મહેરબાની થશે. વેદવ્યાસ ઉ-
ઠ્યાને જવાબ આપ્યો. જો તમને મારી શિખામણુ જોઈતી
હશે તો તે હું તમને ટુંકામાં આપીશ. તે થોડા શબ્દમાં
અને ડહાપણુ ભરેલી અને યથાયોગ્ય છે અને તે ગ-
રીબ રીચર્ડની કહેવત છે. તેઓ સર્વ ભેગા થયા અને શું
બોલે છે તે આતુરતાથી ધ્યાન રાખી સાંભળવાને તે મ-
હારૂષોની આસપાસ વીંટલાઈ વળ્યા. તેણે નીચે પ્રમાણે વિ-
વેચન ચલાવ્યું:—

મિત્રો! ખરેખર કર ઘણાજ ભારે છે અને તે સરકાર
મૂકયા છે માટે ખુશીથી કે નાખુશીથી આપણે આપ્યા વ-
ગર છુટકો નથી તેથી તેને જલદીથી અને સહેલથી આપી
દેવા જોઈએ. જે કર સરકારને આપીએ છીએ તે સિવાય
આપણા ઉપર બીજા ઘણા છે, અને તેમાંના કેટલાએક તો
એવા છે કે ભારેમાં ભારે છે. આપણે સરકારને જે કર
ભરીએ છીએ તેના કરતાં બમણો કર આળસને આપીએ
છીએ, ત્રણગણા કરતા વધારે મગરૂબીને આપીએ છીએ
અને ચારગણા કરતાં વધારે મૂર્ખાઇને આપીએ છીએ.
આ કર કમનશીબથી સુખ કરી શકતા નથી અથવા દુઃખ
લેઇ લેતા નથી. આપણને એ કર સરકારના બીજા કરોની
સાથે વધારો કરે છે. જો કે આપણુને સારી શિખામણુ
મળે છે તે ઉપર કેટલીક વખત આપણાથી લક્ષ અપાતું નથી.
પરમેશ્વર જેઓ પોતાની મેળે યત્ન કરે છે તેનેજ તે મદદ
કરે છે એવું ગરીબ રીચર્ડનુ કહેવું છે.

૧ જે સરકાર લોકોને જે વખત મળે છે તેનો ૧૦ મો
ભાગ કરમાં આપવાનો ઠરાવ કરી નોકરીમાં કામ લ-
ગાડે તો તે સરકારને જુલમગારજ કહેશે એવો વિચાર

આપણા મનમાં આવે છે પણ આપણે જોઇએ છીએ કે આળસનો કર તેના કરતાં ઘણોજ વધારે છે. આળસ રોગ લાવે છે અને આપણી જીંદગીને ટુંકી કરે છે. મેહેનતે જે પરિપૂર્ણ કરેલું હોય છે તેને આળસ કાટ ની પેઠે જલદીથી ખાઇ જાય છે. ગરીબ રીચર્ડ કહે છે કે ઉપયોગમાં આવેલી કુંચી ઉજળી રહે છે. જો તમને તમારી જીંદગી વહાલી હોય તો વખત ગુમાવશો નહિ કેમકે જીંદગી વખતની બનેલી છે. ઉંઘતા શિયાળથી શિકાર પકડાતો નથી, એ કહેવત જાણ્યા છતાં તેને ભૂલી જઇ આપણે જરૂર કરતાં કેટલો બધો વખત ઉંઘમાં ગુમાવીએ છીએ ઘો સૂવું એને ઘોર, દખમું કે મશાણ છે એમ ગરીબ રીચર્ડ કહે છે.

વખત એ બધી વસ્તુછે ત્યારે જે વખત ગુમાવીએ છીએ તે કીમતી છે એમ ગરીબ રીચર્ડ કહેછે તે વાજબી છે. મોટામાં મોટું ઉડાઉપણું બીજાં ઠેકાણાં કરતાં આળસમાંછે એમ એ આપણને કહેછે. ગએલો વખત ફરીને પાછો મળતો નથી અને જે વખતને આપણે જોઇએ એટલો છે એમ કહીએ છીએ, તે હમેશાં રહેતો નથી તેથી શાબીત થાય છે કે તે થોડો છે, ત્યારે ચાલો આપણે ઉઠો અને જે કરવાનું છે તે કરો તેથી એટલે ઉદ્યોગથી વધારે કરી શકીશું. તમારાથી એમ નહિ બને તો મોટામાં મોટી ગુચવણ આવશે. આળસ બધી વસ્તુને કઠણ કરેછે પણ ઉદ્યોગ તેને સહેલી કરેછે, માટે જે મોડો ઉઠેછે તેને આખો દિવસ તરફડીઆં મારવાં પડેછે અને રાત્રે વધારે કામ કરવું પડેછે, તોપણ તે પુરૂં થતું નથી. તમારા કામને તમે હઠાવો પણ કામ તમને હઠાવે એવું કરશો નહિ. દલપતરામ કવિએ કહ્યુંછે કે

"રાત્રે વહેલા જે સુઈ, વહેલા ઉઠે વીર, બળબુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

માટે સારા વખતને સારૂ ઇચ્છા તથા ઉમેદ રાખવી તેનો અર્થ શો? જો આપણી મરજી આપણે સાવધ હોઇશું તો આજ વખતને સારો કરી શકીશું. ઉદ્યોગને ઘોડો પહોંચવાની જરૂર નથી અને જે આશા ઉપર રહે છે તે આશામાંને આશામાં ભૂખ્યો રહી મરી જાયછે. મહેનત વગર નફો થતો નથી. ઉદ્યોગી હાથને સારૂ ખેડ્યા વગરની જમીન નથી કેમકે જો હોય તો બુડી ઓદીને સાફ કરેલી હોયછે. જેને વેપાર છે તેને વજીફો છે અને જેની માગણી થાય છે તે તેની નફાની અને માનની કચેરી છે એમ ગરીબ રીચર્ડ કહેછે; પણ તે વેપારમાં મંડ્યા રહેવું જોઇએ અને માગણી તેની પાછળ પાછળ ચાલી આવે છે. વજીફો કે કચેરી બેમાથી એકે આપણો કર આપણને આપવાને અશક્ત થશે નહિ. આપણે ઉદ્યોગી હોઇશું તો કદી ભૂખે મરવાના નથી. ઉદ્યોગી માણસના ઘર તરફ ભૂખ નજર કરે છે પણ માંહે પેસવાની તેને હિમત થતી નથી. દીવાની કામ કરનાર સિપાઇ કે પોલીસનો સિપાઇ બેમાંથી કોઇ ઉદ્યોગીના મકાનમાં પેસી શકતો નથી, કેમકે ઉદ્યોગ કરજ આપે છે અને તેને વધારવાને ધિક્કાર કરે છે. એના જેવો વારસામાં આપી જવાને તમને કોઇપણ ખજાનો અથવા તાલેવર સગાંવહાલાં જડનાર નથી. ઉદ્યોગ એ સારા નશીબની મા છે. અને પરમેશ્વર બધી વસ્તુઓ ઉદ્યોગને આપે છે. તમે ઉદ્યોગ કરીને ઊંડું ખેડો છો ત્યાં સુધી એ એદી સૂઇ રહે છે. અને તમે ઉદ્યોગી છો તેથી તમારી પાસે વેચવાને તથા

રાખવાને અનાજ જોઇએ તેટલું મળશે. આજનું કામ તે
આજજ કરો કેમકે તમને માલૂમ નથી કે કાલે શું બનશે,
માટે તે કાલ ઉપર રાખવું નહિ. આજ જે કામ કર્યું તેની
કીમત કાલ બમણી થાય છે એવું ગરીબ રીચર્ડ કહેછે.
વધારામાં કહેવાનું એ કે તમારાથી આજ બને તે કાલ ઉપર
રહેવા દેતાજ નહિ. જો તમે ચાકર હો તો તમારો સારો
ધણી તમને આળસુ થયેલા પકડે એવું થાય તો તમે શર-
માશો નહિ? જ્યારે તમે પોતેજ શેઠછો તો તમારે પોતાની
મેળે આળસુ થવાને શરમાવું ન જોઇએ? તમારે પોતાને
વાસ્તે, પોતાના કુટુંબને વાસ્તે, પોતાના દેશને વાસ્તે તથા
પોતાના રાજાને માટે કેટલું બધું કરવાની જરૂરછે? તમા-
રી આંગળીઓ વગર હલાવે હાલી શકતીજ નથી માટે
યાદ રાખો કે ઊંઘની બિલાડીથી ઊંદર પકડાતો નથી એવું
ગરીબ રીચર્ડનું કહેવું છે, એ ખરૂં છે. તમે ધારો કે ઘણું
કરવાનું છે અને કદાપિ તમે અશકત હાથના હો તોપણ
એ કામ કરવાને તમારે ખંતથી મંડ્યાને મંડ્યા રહેવું.
તમે જોશો કે મંડ્યાને મંડ્યા રહેવાથી મોટી અસર થશે;
કેમકે હમેશાં એક એક ટાંકણું મારીએ તો મોટા પથરો
ટંકાઇ જાય છે. ઉદ્યોગ કરવાથી અંતે (લંઘર) વહાણનું
મોટું જાડું દોરડું સરખું પણ ઊંદર કાપી નાખે છે અને
નાના નાના ઘાથી મોટું ઓકનું ઝાડ કપાય છે. કહેવત છે
કે "ટીપે ટીપે સરોવર ભરાય ને કાંકરે કાંકરે પાળ બં-
ધાય" એ ખરૂં છે.

મને લાગે છે કે તમારામાંના કેટલાએકનું કહેવું હું સાં-
ભળું છું. માણસે પોતાની મેળે ઉત્પન્ન કરવું તેને નવરા-
શની જરૂર નથી. ગરીબ રીચર્ડે કહ્યું છે કે હે મારા

મિત્રો ! હું તમને કહીશ. જો હલકી રીતે વખત જતો હોય તો તમારા વખતને સારી રીતે કામે લગાડો અને તમે એક પળ પણ નકામી ગુમાવશો નહિ. નવરાશનો વખત કોઇપણ ઉપયોગી કામ કરવાનો છે. જીંદગાનીમાં મળેલી નવરાશ અને જીંદગાનીની આળસાઇ એ બે જુદી વસ્તુઓ છે. ઘણાક કામ કરતા નથી તથા ઘણાખરા મહેનત કર્યા સિવાય ફકત તેમના વડવાની દોલતના આધાર ઉપરજ રહી શકે છે ખરા પણ તેમનાથી કોઇ ધારેલું કાર્ય થતું નથી, અને જેની જરૂર છે તેને પણ ભાગી નાંખે છે. ઉદ્યોગ જોઇતી સગવડ આપે છે તથા ઘણી આબરૂ આપે છે. ખુશીને ચહાશો ને ઉદ્યોગ કરશો તો તે તમારી પાછળ પાછળ ચાલી આવશે. ઉદ્યોગી કરને પહેરવાનાં પુષ્કળ કપડાં મળે છે. જો તમારી પાસે ગાય તથા ઘેટું ઇત્યાદિ હશે તોજ દરેક મનુષ્ય સારી રીતે તમને માન્ય આપશે.

(૨) આપણો ઉદ્યોગ દૃઢ, નિરંતર અને સંભાળ રાખી આપણી નજર નીચે બંદોબસ્તથી થયો જોઇએ અને તેને વાસ્તે બીજા ઉપર ઘણોજ ભરૂસો રાખવો નહિ એમ ગરીબ રીચર્ડનું કહેવું છે.

મેં વારંવાર ખસેડેલું ઝાડ જોયું નથી.

તેમજ જેઓ સારી રીતે ચઢતી કળામાં ઉદ્યોગથી દૃઢ હોય તેવા કુટુંબની સ્થિતિમાં વારંવાર ફેરફાર થાય એ પણ જોયું નથી.

ત્રણ જાતનું ખસેડવાપણું એ ખરાબ ને લાહ્ય લગાડવા જેવું છે. જો તું તારી દુકાનની સંભાળ રાખીશ તો દુકાન તને સંભાળશે. જો તમારૂં કામકાજ ચાલતું હોય તો તેને

ચાલવા દેવું પણ ન હોય તો તેને બંધ ન કરતાં કામને લાયે.

જેમની પાસે હળ છે તેવડે વધારે વખત ખેડયા કરશે એટલે તેને પકડો કે હાંકો.

શેઠની આંખ તેના બંને હાથ કરતાં વધારે કામ કરેછે. એટલે પોતે જાતે કામ કર્યા કરતાં તેના ઉપર નજર રાખશે તો વધારે કામ થાયછે. સંભાળ વગરનું જોખમ જ્ઞાનવગરના જોખમ કરતાં વધારે છે. કામ કરનારા ઉપર તમારૂં દેખરેખપણું રાખો ને તેમને વાસ્તે તમારી નાણાની કોથળી ખૂલ્લી મૂકો. બીજાની સંભાળ ઉપર વધારે ભરોસો રાખ્યાથી ઘણા જણ ખરાબ થઇ ગયા છે કેમકે આ દુનિયાના કામકાજમાં નજર રાખીને કામ કરવાથી માણસ બચેલા છે પણ ફકત વિશ્વાસથી બચ્યા નથી. માણસની પોતાની સંભાળ નફા ભરેલી છે કેમકે જો તમારી પાસે નીમકહલાલ નોકર હોય ને કામ કરે અને તમે પોતાની મેજે કામ કરો તે બેમાં તફાવત છે. થોડી ભૂલ કોઇ વખત મોટામાં મોટો બિગાડ કરે છે. ઘોડાના નાળના ખીલાની તંગીને લીધે નાળ ખોઇએ છીએ અને નાળને લીધે ઘોડો ગુમાવીએ છીએ અને ઘોડાને લીધે સ્વારને ખોઇએ છીએ, અને આ પ્રમાણે બનાવ બનવાથી મોટી ફોજને દુશ્મનથી પકડી પાડવાનું બને છે તે સર્વ નુકસાન પેલા ઘોડાની નાળના ખીલા જેવી હલકી વસ્તુની સંભાળ ન રાખ્યાથી બન્યુંછે. કહ્યુંછે કે મોટા માણસની હલકી ભૂલની મોટી કીમત થાય છે.

(૩). હે મારા મિત્રો! ઉદ્યોગથી અને પોતાના કામ ઉપર ધ્યાન રાખ્યાથી આવું સારૂં પરિણામ થાયછે એમ છતા પણ તેની અંદર કરકસરને ઉમેરવી જોઇએ કે જેથી આપણા

ઉદ્યોગને આપણે વધારે ફતેહમંદ કરી શકીએ છીએ. એક
માણસ પોતે જે મળવે છે તેમાંથી શી રીતે બચાવવું
તે જાણતો નથી તો તેની રાખેલી ટેકમાં બધી જીંદગી
શરાણ ઉપર ઘસાયા કરેછે તેથી તે જ્યારે મરી જાયછે
ત્યારે એક દમડી જેટલી મિલકત પણ તેની પાસેથી ની-
કળતી નથી. મોટામાં મોટું રસોડું હોય તેમાં રાંધવાની
વસ્તુઓના ભભકાદાર ને સ્વાદિષ્ટ ખોરાક કરવાને સાહિત્ય
જાગીરો ખર્ચાઈ છે અને ખર્ચાય છે. એના દાખલા
મેળવવાને વાસ્તે ઘણી ખોળ કરવા જવાનું નથી.

બાઈડીઓ જ્યાં સુધી ચા કે વાર્તા કરવાની ગમત મળે
ત્યાં સુધી કાંતવાનું ને ગુંથવાનું છોડી દેછે, એટલે એટલો
વખત ગુમાવેછે. સૂતાર છિદ્ર પાડવાને ચીરવાનું તથા કા-
પવાનું છોડી દે છે એટલો વખત તે ગુમાવે છે.

જો તમે તાલેવર હો તો તમે દ્રવ્ય સંગ્રહ કરવાનો તથા
ભોગવવાનો વિચાર કરજો. અમેરિકાના ઇંડિયનોએ, સ્પે-
નને તાલેવર બનાવ્યું નથી એટલે સ્પાનીસ આર્યલોકોએ
તે દેશ જીતી લીધો તથા તેની ઉપજ તેમના હાથમાં આવી
પણ તેમની પાસે કાંઈ બચ્યું નહિ, કારણ કે તેમનું ખરચ
તેમની કમાણી કરતાં વધારે હતું.

તમારી ખર્ચાળ ચાલવાળી બેવકુફી કાઢી નાંખો એટલે
ખરાબ વખત, ભારે કર અને મોટા કુટુંબનું ભારે ખર્ચ
થાય છે એ બાબતની ફરીઆદ કરવાનું કારણ સરખું એ
મળશે નહિ.

સ્ત્રી, રમત, પીવાના માદક વ્યસનીપદાર્થ તથા જુગટું
એ સંપત્તિને ઓછી કરેછે અને તંગીમાં વધારો કરે છે.

વળી વધારે એકે જો એક પણ દુર્ગુણને મદદ આપશો તો તેનાં બે છોકરાં ઉત્પન્ન થશે. તમારે વિચારવું જોઇએ કે નાનું કાણું, થોડી ચાહ પીવાની ટેવ એ દિવસે દિવસે વધારે કીમતી થઇ પડે છે. ઝીણું લૂગડું, ને થોડી મોજ શોખ જે કશી વિસાતમાં નથી તે ધીરે ધીરે વધે છે માટે યાદ રાખો કે ઘણું થોડું હોય તે ભેગું થયાથી ઢગલો થાયછે માટે થોડું પણ ખરચ થાય તેની સંભાળ રાખો. નાનામાં નાનું કાણું મોટા વાહાણને બુડાડે છે એવું ગરીબ રીચર્ડનું કહેવું છે. અને ફરીને બીજું કહેવાનું કે બેવકુફ ઉજાણી કરે છે તેને ડાહ્યા માણસ જમેછે.

અહિં તમે સર્વ ભેગાંછો અને આ વેચાણમાં નફો થવાની આશા રાખોછો તથા તમે તેને સારૂં છે એમ કહોછો પણ તમે તેની સંભાળ ન રાખો તો તે તમારામાંના કેટલાકને નુકસાન કરશે. તમે ધારો છો કે તેઓ સોંઘું વેચશે તો કદાપિ તેની કીમત કરતાં પણ તે સોંઘું વેચશે પણ જો તમને તેમના સોંઘા સંબંધી કંઇપણ પ્રસંગ આવે નહિ તો તમને તે ઘણું મોંઘું પરવડે. ગરીબ રીચર્ડની કહેવત સ્મરણ કરો. "તમારે જેની જરૂર નથી તે ખરીદો અને જેની જરૂર છે તેને વેચો તો તેનું ફળ શું?" જો તમે દમડીની કીમત કરશો તો તમે વધારે ખર્ચ કરતાં અટકશો; એનો અર્થ એ છે કે સોંઘું ફકત દેખાવમાં છે પણ તે ખરેખરૂં નથી. જે સોદો ઉપર ઉપરથી સારો દેખાય તેમાં નફા કરતાં નુકશાન વધારે થાયછે. બીજી જગાએ કહેલું છે કે ઘણા માણસો હલકી વસ્તુ ખરીદવાથી ખરાબખસ્ત થઇ ગયા છે. જે લીધાથી પસ્તાવો થાય તેવું કરવું એ બેવકુફી છે, અને આ બેવકુફીની રીતિ જ્યાં હં

રાજી થાય છે ત્યાં ઉઘાડી જણાય છે. ઘણા ખરા ટાપ-
ટીપીઆ ટાપટીપ જાળવવાને ભૂખ્યા રહેછે ને તેનાં કુટુંબને
અર્ધાં ભૂખે મારે છે. ગરીબ રીચર્ડનું કહેવું છે કે મ-
ખમલ, સાટીન અને રેશમનાં લૂગડાં રસોડામાં પાથરીએ
તે જેમ નકામાં છે તેમજ ટાપટીપ પણ છે. જીંદગાનીમાં
એ જરૂરની વસ્તુઓ નથી. જ્યાં ઉપયોગ હોય ત્યાં એની
થોડીજ જરૂર પડે છે. ફકત તે સારાં દેખાયછે એટલુંજ,
પણ તેના વિના તમને અઘવડ શું પડેછે? આ અને બીજી
ઉડાઉની વસ્તુઓ ગરીબી દશામાં લાવી મૂકેછે. અને જેઓ
ખરીદ કરવાને સખતાઇથી આતુર હોયછે, તેઓની જે દશા
થઇ હોય તે તપાસો અને લેવાની મરજી થાય ત્યારે ઉદ્યોગ
અને કરકસરને યાદ કરો. ગરીબ રીચર્ડનું કહેવું છે કે ગૃ-
હસ્થના ઘુંટણ કરતાં ખેડૂતનો પગ મોટો છે. કદાપિ તેની
પાસે થોડી મિલ્કત જેમાંથી શું નીકળશે તે જાણતા નહિ
હોય તેવી મૂકી જવાને રહેતી હશે. તેઓ ધારતા હશે કે
આ દિવસ છે ને રાત આવવાની નથી અને આટલું થોડું
ખર્ચીએ છીએ તે કંઇ વધારે કીમતી નથી પણ એમ ક-
રતાં ગણત્રી કરો તો વધારે જણાઇ આવે. હમેશાં
કૂવાને જોયા કરીએ તો કોઇ દિવસ તળીએ પહોંચીએ
નહિ એમ ગરીબ રીચર્ડ કહે છે. તેમજ જ્યારે કૂવો સૂ-
કાઇ જાય ત્યારે પાણીની કીમત જણાય. આ શિખામણ
કોઇપણ કાર્ય કરતાં પહેલાં જાણવી જોઇએ કેમકે પછીથી
કંઇ વળતું નથી. આગ લાગ્યા પછી કૂવો ખોદવા જેવું
થાયછે. જો તમારા જાણવામાં નાણાંની કીમત આવે તો
જાઓ અને થોડુંક નાણું લાવો. ગરીબ રીચર્ડનું કહેવુંછે
કે જે ઉધારે લેવા જાય છે તે દીલગીરી પણ સાથેજ ખ-

ગીદતા આવે છે. ખરૂંછે કે આવા લોકોને ઉધારે આપે તો તે ફરીને પાછા લેવા આવે ત્યારે તેમને મળે નહિ એ વિષે ડીકની અગાડીની શીખામણ જુઓ.

જો તમને પોશાકની મગરૂરી આવતી હોય ને તે બે-વાની ઇચ્છા થાય તો તમારા મન સાથે પ્રથમ વિચાર કરો અને પછી તમારી નાણાની કોથળી તપાસો.

મગરૂબી એ ભીખ માગનારને વધારેમાં વધારે ઉદ્ધત બનાવે છે. જ્યારે તમે એક સારી વસ્તુ ખરીદેલી હોય ત્યારે તેવી દશ વધારે ખરીદવી જોઇએ. કારણ કે તેનો દે-ખાવ બધીનો એકસરખો છે, પણ ડીક કહેછે કે આપણે થતી આશાને જો પહેલીજ અટકાવીએ તો સંતોષથી બધી અટકે છે, એ ખરૂ છે. ગરીબ માણસને શ્રીમાન બ-નાવવાના જેવી એ બેવકુફી છે, તેવીજ નકામની વસ્તુઓ ખરીદવી એ બેવકુફીછે જેમ દેડકો ફૂલીફૂલીને બળદ જેવો થતાં મરી ગયો એ પ્રમાણે થય છે.

મોટા વહાણ ઉપર ભર દરિયાનાં તોફાન વધારે આવે છે પણ નાની હોડીને કિનારાની પાસે રાખવામાં આવે છે તેથી તે સહીસલામત ચાલી જાય છે.

બેવકુફી જલદીથી શિક્ષા કરાવે છે તેને વાસ્તે ગરીબ રીચર્ડ કહેછે કે મગરૂબી પોગળને જમે છે અને તિર-સ્કારનુંવાળુ કરેછે. મગરૂબીને સવારનું જમવાનું ઘણું હોય છે ને ગરીબી દશા એ તેનું જમણ છે અને સાંજે વાળુ કરવાને ફજેતી મળેછે. આ પ્રમાણે મગરૂબી કરવાથી કેટલું બધું વેઠવું પડે છે ? તે તંદુરસ્તી વધારતી નથી અને દુઃખને દૂર કરતી નથી. તે માણસની મનશક્તિઓમાં વ-ધારો કરતી નથી પણ અદેખાઇજ વધારે છે અને કમન-

બીજાને દશ વખત લાવે છે.

આ પ્રમાણે ખાલી ભપકાને વાસ્તે દેવામાં પડવું એ કેવી ઘેલાઇ છે. દેવું કરનારની વધારેમાં વધારે છ માસ સુધીજ શાખ રહે છે. કેમકે એટલી મુદત સુધી કોઇ જાણતું નથી પછીથી તેમની પાસે રોકડ હોતું નથી તેથી આખરે તો જેવા હતા તેવાજ રહે છે. તમે વિચારો કે જ્યારે તમે દેવું કરવા જાઓ છો ત્યારે શું થાય છે? તમે તમારી સ્વતંત્રતા બાજુપર મૂકોછો. તમે જ્યારે વખત પ્રમાણે દેવું અદા કરતા નથી ત્યારે તમે તમારા શાહુકારને મોં બતાવવાને શરમાઓ છો. જ્યારે તમે તેની સાથે બોલોછો ત્યારે તે શું બોલશે તેની બીક રાખોછો. તમે છટકી જવાને દયા ઉપજાવે એવી માફ માગોછો અને ગરીબ થાઓછો. એ પ્રમાણે તમે તમારી સ્થિતિને હલકી કરોછો અને દબદબાને ખુઓછો, તથા જૂઠું બોલવાના સમુદ્રમાં ડૂબી જાઓછો તેથી પહેલો દુર્ગુણ દેવું ને બીજો જૂઠું બોલવું એ બે તમારામાં આવે છે, માટે ગરીબ રીચર્ડ કહે છે કે દેવાદારના ઉપર બેસીને જૂઠું તેને હાંકે છે.

હવે છેલ્લું કહેવાનું એ છે કે અનુભવ એ વહાલી નિશાળ છે પણ તેમાં બેવકુફ કંઇજ શીખતા નથી. એ ખરૂં છે કે આપણે શિખામણ આપી શકીએ, પણ આપણે ચાલચલકત આપી શકતા નથી. યાદ રાખો કે જે વિચાર કરતા નથી તેને મદદ મળી શકતી નથી માટે જો તમે તર્કશક્તિથી જે વિચાર આવે તેને ધ્યાનમાં ન લ્યો તો તમારી મરજી તમને જાળમાંજ નાંખશે પછી નીકળવું ઘણું કઠણ પડશે.

આ પ્રમાણે તે વૃદ્ધ ગૃહસ્થે તેનું પવિત્ર ભાષણ પુરૂં કર્યું

અને લોકોએ તેને મંજુર રાખ્યું તથા તેની સલાહ પ્રમાણે ચાલવાનો નિશ્ચય કર્યો એટલે જલદીજ વિરૂદ્ધ રીતે વર્તવાનું તેમની નજરમાં આવ્યું. જો કે આ સાધારણ ઉપદેશ હતો અને તે જાહેર હરાજ કરતો હતો તથી લોકોએ સખીપણાથી એની યોગ્ય સલાહ ખુશીથી ખરીદ કરી.

**જાન વેસલીનો નાણાના ઉપયોગ વિષેનો અભિપ્રાય.**—જાન વેસલી એ એક ડાહ્યો અને સુસ્ત માણસ હતો, તે આશરે એકસો વર્ષ ઉપર મર્ણ પામ્યો છે. તેનાં ઘણાંક લખાણો છે તેમાંનો એક ઉપદેશ નાણાના ઉપયોગ વિષે જે આપેલો છે તેમાં ઘણીજ કીમતી શિખામણો છે માટે તેનો કંઇક સારાંશ નીચે આપવામાં આવે છે.

કવિઓ, વક્તાઓ અને તત્ત્વવેત્તાઓએ ઘણું કરીને સર્વ પ્રજામાં અને સર્વ કાળમાં નાણાની વિરૂદ્ધ નિંદા કરેલી છે પણ આ સર્વ ઉલટું છે. પૈસાનો પ્યાર તે સર્વ પાપનું મૂળ છે પણ તે વસ્તુ પોતાની મેળે નથી એટલે નાણું જાતે નથી. વાંક પૈસા ઉપર મેલવો એ યોગ્ય નથી પણ તેનો ઉપયોગ કરનારા ઉપર મેલવો જોઇએ. એટલે દ્રવ્ય આપણાથી વર્ણન ન થાય એટલી નોકરી બધી સુધરેલી પ્રજામાં અને જીંદગાનીના સાધારણ કામકાજમાં સર્વ કાળ કર્યા કરેછે. તે આપ લે કરવામાં તથા વ્યાપાર અને સર્વ સારી રીતભાતમાં ઘણું કીમતી ઓજાર છે. તે ભૂખ્યાનો ખોરાક, તરસ્યાની તરસ મટાડનાર, નાગાનો પોશાક અને આબરૂનું સાધન છે. તેનાથી કુંવારીઓને સ્વામી, નિરાશ્રિતને આશ્રય અને ધણીને ધણીઆણી મળેછે. ગુનેગારનો બચાવ, માંદાની આરોગ્યતા અને મૃત્યુનો પણ કેટલેક દરજ્જે એનાથી બચાવ થાય છે; પણ એ કી-

મળી જરૂરીઆત વસ્તુનો શી રીતે ઉપયોગ કરવો તે અ-વશ્ય જાણવું જોઇએ.

પ્રથમ—તમારાથી બની શકે એટલું મળવો.

વધારે ગોધું સોનું ખરીદ કર્યા સિવાય આપણે બધું મ-ળવવું જોઇએ, તેને વાસ્તે વધારે અ.પના નથી તોપણ તે કીમતી છે. આપણી તંદુરસ્તીને અન્યાય ન થાય એમ વ-ધારે ફાયદો મળવવાને ખંતથી મંડયાને મંડ્યા રહેવું જોઇએ. આપણે કોઇપણ પાપ ભરેલા ધંધામાં રોકાવું નહિ અને આપણને નુકસાન થાય એવી રીતે આપણા દેશના કાયદા તથા મહાન પ્રભુના નિયમની વિરૂદ્ધતા આવે એવો ધંધો કરવો નહિ. ધંધા રોજગારમાં જૂઠાણું અને ઠગાઇ જે જો-ઇએ છીએ તેનો તો પવિત્રતાથી ત્યાગજ કરવો જોઇએ. આપણે આપણા પાડોશીને દુઃખ દીધા સિવાય આપણા ફાયદાને મળવી શકીએ છીએ. આપણે જુગટું રમીને તે-ના પૈસા મળવતા નથી. આપણે આપણો ધંધો વધારવાને બીજાના ધંધાને નાબુદ કરવાને યત્ન કરી શકતા નથી. આ-પણે રાજ્યવ્યવહારના પ્રધાનપણાને પોતાની મળે અથવા બીજાની મારફતે તેના વ્યભિચાર અથવા સ્વભાવ વિરૂદ્ધ જે મળે તે જોઇતુ નથી.

આ ઉપયોગ કરવામાં સાવધ રહી તમારાથી મળવી શ-કાય એટલું મળવો. પ્રમાણિકપણે ઉદ્યોગ કરી મળવો. તમારી મનશકિતને બને તે રીતે એ મળવવામાં કામ લગાડો. વખત ગુમાવશો નહિ. દરેક કામકાજમાં તમને દરેક દિવસે ને દરેક કલાકે તથા દરેક પળે કાંઇ પણ માગણી થશે, આ બેવકુફી ભરેલી વગર નફાની ગમત વાસ્તે લગાર પણ નવરાશની રજા તમને આપવામાં આવશે નહિ. જેવી રી-

તે તમારા હાથ કામ કરવાને યોગ્ય માલમ પડે તેવી રીતે તે કામ જોર અને ઝડપથી કરો. જેમ બને તેમ જલદીથી કરો પણ કામ કરવાને વાર લગાડશો નહિ. ફલાણે દિવસે કરાશે, ફલાણે કલાકે કરાશે એમ કામને માથા ઉપર રાખવુંજ નહિ. જે તમે આજ કરી શકતા હો તે કાલ ઉપર રાખતાજ નહિ. તમે કામ કરતાં ઊંઘણસી તરીકે બગાસાં ખાતા નહિ. તમારૂં બધું જોર કામમાંજ લગાડો. આધિ, વ્યાધિ અને ઉપાધિને બાળવી રાખાતી નથી એમ નીસાસા મૂકી બોલતા નહિ. વગર સંભાળ તથા થોડી કાળજીથી કંઈ પણ કામ કરતા નહિ પણ કાળજી ને સંભાળથી કરો.

પરમેશ્વરે તમને જે સમજ શક્તિ આપી છે તેનો નફો મેળવવાને વાસ્તે ઉપયોગ કરો અને તમારી સાધારણ અક્કલથી તમારાથી બની શકે એટલો નફો મેળવો. આ બાબતનો ઘણા થોડા માણસો અનુભવ કરે છે એજ આશ્ચર્ય છે. પોતાના બાપદાદાથી ચાલતી આવેલી રીત પ્રમાણે માણસો કેવી સુસ્ત રીતિએ ચાલતા જાય છે. તમારે બીજાના અનુભવ ઉપરથી અભ્યાસ રાખવો ન જોઈએ પણ તમારા પોતાના અનુભવ ઉપરથી વાંચો અને તમારે કરવાની દરેક બાબતમા તેનો ફેલાવો કરો. તમે કાલે કરવાના હો તે કરતાં આજજ કરો તે ઉત્તમ છે તેથી તમે જોશો કે તમે જે જાણતા હતા તેનો માવરો કેવો થયો છે.

બીજું—તમારાથી બની શકે તેટલું બચાવો.

તમે તમારી અમુલ્ય મનશક્તિનો કોઈપણ ભાગ ફક્ત તમારી ચરબીને સંતોષ આપવાને તથા મનશક્તિને ગમે તે જાતનો આનંદ આપવાને નકામા જવા દેતા નહિ.

માદક પદાર્થો પીવાની ટેવને અથવા કંઇ પણ વ્યસનને તમારે રાખવુંજ નહિ. મોજમઝા ખર્ચ કર્યાવિના ભોગવાતી નથી માટે તેથી સાવધ રહેજો. નાજુકતા અને તકલીદીપણાનો ધિક્કાર કરજો તથા સાદા સ્વભાવ અને સાદી રીતમાં સંતોષ માનજો. તમારી આંખને સારાં લાગે એવાં ચળકતાં ઘરેણાં જેની જરૂર નથી એવામાં નકામા ખર્ચ કરી તમારા પૈસાને નકામા જવા દેશો નહિ; કેમકે આપણે પહેલા બતાવી ગયા છીએ કે આપણા દેશમાં મોટામાં મોટી રકમ એમાંજ ખર્ચાય છે.

માણસોના ખાલી વખાણ ઉપર સાનંદાશ્ચર્ય પામી છું-દગાનીની ખાલી મોટાઇના સંતોષને વાસ્તે કંઇ પણ મૂકશો નહિ.

તમે લોકોનાં મીઠ્યા વખાણ જે ઘણાં મોંઘાં છે તેને તો ખરીદશોજ નહિ. પરમેશ્વર તરફથી જે યોગ્યતા અને માન મળે છે તેમાંજ સંતોષ માનજો. આ વિષે આપણા દેશમાં લગ્ન તથા મૃત્યુના ખર્ચમાં જે મોટામાં મોટી રકમ જાય છે તે અગાડી બતાવી ગયા છીએ તે આ જગાએ પુનરાવર્તન તરીકે સુત્રરૂપે બતાવ્યું છે.

ત્રીજું—તમારાથી બની શકે તેટલું આપો.

કોઇપણ નફો મળે અથવા ભારે રકમ બચે એવી વાતો સાંભળો તો તેથી આશ્ચર્ય પામશો નહિ કેમકે એમાં કાંઇજ મ.લ નથી. જે માણસ અગાડી વધતો નથી તે કંઇપણ કરી શકતો નથી. જે માણસ કંઇપણ ખરો વ્યય કરે નહિ તે સર્વ અહિંજ મૂકી જાય તો તેણે કંઇજ કર્યું નથી; તેમજ જે કમાણી કરી તમે ઉડાવી દીધું તે પણ તેવુંજ જાણવું.

આપણા માલીક જે પરમપ્રભુ પરમેશ્વર તેમણે આ દુનિયામાં જન્મ આપી આપણને માલીક તરીકે અહિ મોકલ્યા નથી પણ કારભાર કરનાર તરીકે મોકલ્યા છે, માટે સારામાં સારી રીત અને તે માલીક ખુશી થાય એવી રીત વર્તવું જોઇએ. અહિ જે બધી માલમતા છે તે તેનીજ છે, આપણી લગાર પણ નથી. જેનો આપણે ઉપયોગ કરીએ છીએ તે પણ તેનીજ છે તેણે આપણને ઘણું રૂપ અને અસર કરે એવી રીતે શાસ્ત્રીય વચનમાં કહેલું છે કે આપણે પવિત્ર અને શુદ્ધ થવું એ સર્વેનો આધાર આપણી કરણી ઉપર રહેલો છે. કહ્યું છે કે જેવી કરણી તેવી પાર ઉતરણી.

જો તમે નીમકહલાલ અને ડાહ્યા કારભારી થવાને ઇચ્છતા હો તો તમારે પોતાને માટે જે વસ્તુની જરૂર છે તે પૂરી પાડવાનો યત્ન કરો. પહેલું તમારે ખોરાકને વાસ્તે અનાજ, પહેરવાને વાસ્તે લૂગડા જે લૂગડા ઋતુ પ્રમાણે અને આપણા અંગનું રક્ષણ થાય એવાં પસંદ કરવા જોઇએ. તંદુરસ્તી સારી રહેવાને યોગ્ય કસરત જોઇએ અને તેથી આરોગ થાય અને આપણો કારવ્યવહાર ચાલે. બીજું તમારી સ્ત્રી, તમારા છોકરા; તમારા નોકર ચાકરો અથવા બીજા જે તમારા ઘરમાં હોય તેમનું રક્ષણ કરો. આ બધું કર્યા પછી તમારી પાસે વધે તે તમારા ઘરની આસપાસ રહેતાં હોય ને તમારા ઉપર વિશ્વાસ રાખતા હોય તેમના ઉપયોગમાં આણો અને એમ કરતાં બચે તે તમારા મનુષ્ય પ્રાણીના રૂડાને વાસ્તે ઉપયોગમાં લાવો અને એમ કરતાં બચે તે તમારી મરજી પ્રમાણે ગમે તે સારા માર્ગમાં ખરચો. તમને ઇશ્વર જેવી બુદ્ધિ આપે તે પ્રમાણે તમારૂં કુટુંબનું તથા

સર્વ મનુષ્ય પ્રાણીનું કલ્યાણ થાય એવો તન, મન અને ધનથી ઉદ્યોગ કરો.

---

## ખોટી અને ખરી ઉદારતા.

આ ભારત દેશમાં સારાસારનો વિચાર કર્યા વિના ઉદારતાનો ઉપયોગ કરવામાં આવે છે, એ પણ એક દેશની કંગાલીઅતનું કારણ છે. ઉદારતા ઘણી પ્રકારે કરવાની છે પણ આળસુ તથા દુર્વ્યસનને મદદ કરવાને નાણું ઉડાવવું એ પાપનોજ માર્ગ છે. જે નાણું મદદ કરીએ તેની અસર કેવી થાય છે, તેનો લગાર પણ મન સાથે વિચાર ન કરવો એ બેવકુફી છે. કેટલાક મનુષ્ય પોતાની ઉદારતા ફક્ત નામને માટે રાખેછે તથા ઘણી ભીખ આપે છે. આપણો પિતા જે સ્વર્ગમાં છે તેને ખુશી કરવાને ઉદાર થવું યોગ્ય છે. જે માણસો નામ વાસ્તે ઉદારતા બતાવે છે તે બીલકુલ વખાણવા લાયક નથી. આપણે અહિં કેટલાક નાણું વ્યાજે આપનારા તથા વ્યાપારી તેઓના ધંધામાં દગો કરીને તથા ગરીબ માણસોને નુકશાન કરેલું હોય તેનું જે પાપ થાય તે નિવારણ કરવાને ભીખ આપે છે; તથા અધર્મથી મળવેલું હોય તેમાંથી દશાંશ પોતાના ધર્મના કામમાં આપેછે; અથવા યાત્રાએ જાય છે કે જેથી તેમનાં કરેલાં પાપ ધોવાય પણ એમના કરેલાં પાપ કોઇ દિવસ એમ કર્યાથી જતા નથી અને જવાના નથી એ અફસુસ માનજો.

કેટલાક એમ ધારે છે કે, ભીખારીને આપવાથી આપણને સ્વર્ગ મળશે. જે વાજબી ને જે પાત્ર હોય તેનેજ

દાન આપ્યું હોય તો તે ફાયદાકારક છે, પણ ધાતકીપણું વધારવાને દાન કરવું એ મોટામાં મોટું પાપ છે.

સન ૧૮૮૧ ની સાલના વસ્તીપત્રક પ્રમાણે હિંદુસ્તાનમાં ૧૨૫૬૫૫૯ ભીખારી હતા અને તેમનો ભીખ માગવા સિવાય બીજો કંઇજ ધંધો હતો નહિ.

પ્રોફેસર રઘુનાથ મુડલેર કહે છે કેઃ—

મદ્રાસમાં હું દરરોજ ઘણા ભીખારીઓને બારણે બારણે ભીખ માગતા જોઉં છું. તેઓ એ ધંધો લઇનેજ બેઠા છે ને તે તેમના બાપદાદાથી તે વારસામાં મળેલો છે એમ જણાવી હોશે હોશે ભીખ લે છે, અને કેટલાક તો તાલેવર છતાં પણ બાપ દાદાનો ધંધો છે એમ ધારી ભીખ માગવાની મોટાઇ માનનારા છે અને તે ગરીબને ઘેરથી પણ ઉઘરાવે છે. આ બધું જે ગરીબ મહામુશ્કિલથી પોતાની જાતિ કમાણી કરી પરાણે પૂરૂં કરે છે તેમના ઉપર બોજારૂપ થઇ પડે છે એ શું જુલમ નથી? દરેક હિંદુ સારી રીતે જાણે છે કે, આવા આળસુ માગનારાઓ હજાર રસ્તેથી ભીખ માગે છે. ગુજરાતમાં વડાદરા બ્રાહ્મણ ને મોઢજાતિ એ બાબતમાં બહુજ પ્રખ્યાત છે. તેઓમાંના ઘણાખરા દરમ.સે ૪૦ રૂપિયા કરતાં ઓછો પગાર પાડતા નથી અને ભીખ માગીને પૈસાદાર થએલા હોય છે, તથા તેઓ પોતાના ગામમાં પણ ભીખ માગવાને શરમાતા નથી એ અતિ શોચનીય છે. આ ભીખ માગનારા સિવાય ગોર લોકો પોતાના યજમાન પાસે તથા બીજી રીતે ધર્મને બહાને હજારો ઢોંગ કરીને દ્રવ્ય મેળવે છે તોપણ પોતે ખરાબ થાય છે ને બીજાને કરે છે.

જો આવા ભીખારીઓ જેમને હાથ પગ ઇત્યાદિ અવયવો સહીસલામત હોયછે તથા લઠ્ઠ જેવા હોય છે તેઓને

પોતાના ગુજરાનને વાસ્તે કામ કરવાની જરૂર પાડવામાં આવે તો આપણા દેશની દોલતમાં ઘણો દરજ્જે વધારો થાય.

ઘણા રખડતા આળસુ માણસો નાતો જમે છે તેના ઉપરજ આધાર રાખનારા છે. કેમકે આ દેશમાં નાતિભોજન તથા જમણવારનો ભારે પ્રચાર છે તેથી તેમને તેનો મોટો આશરો મળે છે. તેઓ ઠેકાણે ઠેકાણે આવા અવસર ઉપર જાય છે. તેમાં જનારા આબરૂદાર ગણાતા નથી. એ ભોજનમાં તમામ નકામું ખર્ચ કરી ખર્ચી નાખેછે.

તેઓ કેટલાં બધાં માણસને કામ કર્યા સિવાય પૈસા મેળવવાનું શિખવેછે; એથી તે જલદીથી ભીખારીનો ધંધો હાથમાં લેછે. આથી સારા લોકોને પણ ખરાબ અસર થાયછે. લાલચો મેળવવાને ઉદ્યોગ એ સહીસલામત મોમિયો છે. જ્યારે માણસ ઉદ્યોગમાં મંડેલો હોય છે ત્યારે તેને પાપ ભરેલી ગમત વિચારવાનો વખતજ મળતો નથી આ-ળસજ દૂર્ગુણને વારંવાર રસ્તો આપે છે. હિંદુસ્તાનમા કેટલાક બાવાના નામથી ભીખ માગે છે તેમાં વેશધારી વાઘરી પણ ઘણા હોય છે તેઓ લોકોને ઠગવાને એક જગાએથી બીજી જગાએ જાય છે તથા જૂદી જૂદી જાતની ભાષા બોલે છે તેથી ભોળા માણસો તેમનાથી ઠગાય છે.

હાલમાં મુક્તિફોજના કેટલાક સન્યાસી જેવાં કપડાં પહેરી ફરેછે તેમનાથી પણ ગામડાના ઘણાખરા ભોળા લોકો ઠગાયા છે. એવી રીતે વેશ ધારણ કરીને બીજાના મનમાં જુદી અસર કરવી એ અધર્મ અથવા ઠગાઇ કહીએ તોપણ ચાલે.

એ ખરેખરૂં છે કે જો ચોરને ભીખ આપીએ તો તેનો

ઘણી વખત લોકોનું ચોરવામાં ને ભીખ માગવામાંજ જાય તો તે ભીખ આપનારે કંઇ પણ સારૂં કર્યું એવું સમજણવાળા કહેશે નહિ. એ તો આળસુને અને વ્યસનીને મદદ આપ્યા જેવુંજ થાયછે. આપણી કુટુંબમાં રહેવાની રીતિ કેટલીક રીતે આળસનું પોષણ કરે એવી છે. આપણા દેશમાં પરણેલા ભાગ્યેજ પોતાના તથા પોતાની સ્ત્રીનાં સગાંવહાલાં આવે તેને પોષણ ન કરતા હોય એવું જોવામાં આવેછે. પોતાના ઘરમાં એક ટંકનું પણ ખાવાનું ન હોય તોપણ ઘેર આવેલા પરોણાની આગતાસ્વાગતા કરવીજ પડેછે. અને તેમાંના કેટલાક આળસુઘણા દિવસ સુધી પડી રહે તોપણ તેમને કહેવાતું નથી કે જાઓ. આ પણ એક ખરાબ રૂઢીછે.

માણસે જ્યાં સુધી બને ત્યાં સુધી મહેનત કરી ગુજરાન ચલાવવું જોઇએ. બીજાના ઉપર આધાર રાખી તે ઉપર રહેવું યોગ્ય નથી. જે માણસને કામ નથી તો તેને ખાવાનું કે જીવવાનું નથી. જો માણસ આળસ કરે તો તેને ગરીબી દશા અને ભૂખ સહન કરવાં એજ ઉત્તમ છે. આપણે માણસને ઉદ્યોગી કરાવી ખાવાનું આપવું એજ જરૂરનું છે અને એથીજ એના ઉપર મોટી મહેરબાની થશે. તેમજ જે મંડળીમાં આપણે રહીએ છીએ તેમના ઉપર પણ તેમજ મહેરબાની થશે.

## આપણી ચાલચલગત નીચે લખેલા ધારા પ્રમાણે રાખવી જોઈએ.

૧. જેઓ ગરીબ છે પણ પોતાની મેળે ગુજરાન ચલાવી શકે એવા હોય તેમને કંઇ આપવું નહિ. પણ મહેનત કરાવવાનો યોગ કરી આપવો. જો તેઓ કામ કર-

અને આળસ કરે તો તેમણે તેનું ફળ ભોગવવુંજ જોઇએ.

૨. જેઓ પોતાની મેળે મહેનત મજુરી શોધી શકતા નથી અને અર્ધા અશક્ત છે તો તેમને જેટલી મદદ જોઇએ તેટલી આપવી તથા તેમનાથી થોડું પણ કામ થતું હોય તો તેટલું કરાવીને મદદ આપવી પણ તેમને કંઇ કરાવ્યા સિવાય આપવું એ યોગ્ય નથી.

૩. જેઓ કંઇપણ કામ કરવાને અશક્ત હોય તો તેમને ખાવું આપવું ને ખરેખરી મદદ કરવી. જેવાં કે નાનાં છોકરાં, માંદા, શરીરે અપંગ અને ઉમરે પહોંચેલાં વગેરે. આપણા પૈસા દવાખાનામાં, નિશાળોમાં, નિરાશ્રિતોના આશ્રયમાં, પુસ્તકશાળામાં, તથા ધર્મશિક્ષણ એવા કામમાં ખર્ચવાં પણ મોટાં મોટાં બાગલાં કરવામાં અને મોટા મોટા ફુવારા બંધાવવામાં, મિનારા કરાવવામાં તથા માનપત્રોની ધામધુમ કરવામાં ઉડાવવા એ અતિ નામોશી ભરેલું છે. દેશના કલ્યાણની પાછળ મંડળીઓના ખર્ચમાં, દેશને ઉત્તેજન આપવામાં તથા દેશનું સંરક્ષણ કરનારી સોસાઇટીઓમાં જ્યાં ખરો ઉપયોગ થતો હોય ત્યાંજ પૈસા ખર્ચવા એ તે પૈસાને વાવ્યા બરાબર છે.

---

## મોટું દેવું.

જો કે દેવામાં આવવું એ સાધારણ છે. કેટલાએક લોકો એવું કહેછે કે મારે કોઇની પાઇ સરખીએ દેવી નથી અને એ ખરૂં છે; તોપણ માણસજાત મોટામાં મોટા દેવાના પાંજરામાં લટકેલી છે. તે દેવું દિવસે દિવસે વધતુંજ જાય છે અને તે કદી પૂરૂં થતું નથી તે શું છે?

**દેવાનો પ્રકાર.**—બુદ્ધિવાન મનુષ્યો માનેછે કે આપણી માથે સર્વથી ડાહ્યો, સર્વશક્તિમાન અને તમામ વસ્તુનો ઉત્પાદક છે. જે ઉપર આપણે વસીએ છીએ તે પૃથ્વી, જે આ પૃથ્વીઉપર પ્રકાશ કરેછે તે સૂર્ય, જેની તળેટી ઉપર વૃક્ષને વેલી વીંટાએલીછે, તે સર્વ તેણે બનાવ્યાંછે. તમામ મુલક જેમાં લોકો નિવાસ કરી રહેલા છે તે આખું પણ તેનુંજ એટલે પરમેશ્વરે બનાવ્યુંછે. તેણે ફકત આપણને જીંદગી આપી નથી પણ જીંદગાનીમાં આપણને તેજ રાખે છે. જો એક પળ પણ તે આપણી સંભાળ લેવાનું મોકુફ રાખે તો આપણે મરી જઇએ. અલબત એ આપણો ખરો બાપ ને ખરો મહારાજાનો રાજા છે.

આપણી પરમેશ્વર પ્રત્યેની ફરજોના સારનો સાર નીચે પ્રમાણે છે:—

આપણે ખરા અંતઃકરણથી તેના ઉપર પ્યાર રાખવો જોઇએ અને તેની આજ્ઞાને તાબે થવું જોઇએ. જે આજ્ઞાઓ પવિત્ર, ન્યાયી અને સારામાં સારી છે. આપણાં કર્તવ્ય શું યથાયોગ્ય છે?

જો માણસ કોઇ વેપારી પાસેથી માલ લે ને તેના પૈસા તેને આપે નહિ તો તેને તેનું દેવું છે એમ કહેવાયછે. જો આપણે જે આપણી ફરજોછે અને જે પરમેશ્વર આપણા ઉપર આટલીબધી માયા રાખેછે તેને માન આપવાને આપણે ચૂકીએ અને તેના દેવાની સાથે મુકાબલો કરીએ તો આપણે દેવામાં વધારો કર્યો એ ખરૂં છે કે નહિ? આપણે પરમેશ્વરના હુકમને ન માનીએ તો આપણે તેને શો જવાબ દેઇશું? કેમકે દરેક ધાર્મિક વચનોમાં સ્પષ્ટ

કહેલુંછે કે તે માલીકને જવાબ દીધા વિના આપણો છૂટકો થતો નથી ને થવાનો પણ નથી.

કેટલાક માણસને ઇશ્વરનું દેવું વધારે છે ને કેટલાકને તેના કરતાં થોડું છે. કેટલાક બાતકી એવા છે કે તે અસંખ્ય ગુન્હાના ગુન્હેગાર છે. કેટલાએક મોટામાં મોટી ભૂલો કરી ગુન્હેગાર થાયછે તોપણ દુનિઆમાં એવા માણસો હોયછે કે તે નીતિને રસ્તે ચાલી દુનિયામાં માનપ્રતિષ્ઠા મેળવેછે પણ પ્રભુનું મહત્વ માનતા નથી અને કેટલાક ધાર્મિક પ્રકૃતિના ને સદાચરણી હોયછે તે સર્વને પરમેશ્વરનું દેવું છે. પરમેશ્વર આપણું અંતઃકરણ જુએ છે તેથી આપણી જેવી બહારની ક્રિયા જાણેછે તેવીજ અન્તઃકરણની ક્રિયા તે જાણેછે. આપણે તેના ખરેખરા તાબેદાર છીએ માટે તમે કહો કે તમે એક પણ કલાક ઇશ્વરને સંનિધ જાણીને ખરેખરી પ્રાર્થના કરી ધાર્મિક બુદ્ધિએ વર્ત્યા છો? તમારી આખી જીંદગાનીમાં અપવિત્ર વિચાર, પાપ ભરેલા શબ્દો, પાપી કામનો પુરંગ જે તમે બાંધ્યાછો અને તમારી માનસિક વૃત્તિમાં કેટલા પાપી થયાછો તેનો વિચાર કરો. જો આખા દિવસમાં એક પાપ કરો અને તમારી ઉમ્મર ૫૦ વરસની થઇ હોય તો ૩૬૫×૫૦=૧૮૨૫૦ પાપ થાય તેના તમે ગુન્હેગાર થાઓછો, માટે આપણા પવિત્ર મહર્ષિઓ કહી ગયાછે કે માથાના વાળ જેટલા આપણા અપરાધછે એ ખરેખરૂં છે.

આ પાપરૂં દેવું આપવાને આપણી કેટલી અશક્તિછેઃ—

ધારો કે કોઇ માણસને કરોડ રૂપિયા દેવું હોય તે એટલાનું દેવું વાળવાને થોડા પૈસા આપે તો તે દેવું કદી વળી શકે નહિ. પણ તેના વ્યાજનું વ્યાજ પણ ન વળી શકે.

પવિત્ર જળમાં જઇને સ્નાન કરીએ પણ મલિન અંતઃકર-
ણને લીધે આપણું પાપ ધોઇ શકતા નથી. દેવની પાસે ગમ્મ
એટલી ભેટ કરીએ, ગમ્મ તેટલા બ્રહ્મભોજન કરીએ પણ
આપણું મન શુદ્ધ થતું નથી તો પાપ તો જાયજ ક્યાંથી!
દેવળમાં બેસીને ભક્તિ કરીએ અને સમાજમાં ઉપદેશ
આપીએ પણ જો આપણું મન શુદ્ધ નથી તો પાપ કદી-
પણ જતું નથી. જ્યાં સુધી તેને પાઇએ પાઇ આપીએ
નહિ ત્યાં સુધી દેવાદારજ રહીએ. તેમજ આપણે હવેથી
ઇશ્વરના નિયમાનુસાર ચાલીએ તેથી પૂર્વનું દેવું ઓછું થતું
નથી પણ આપણે દેવાના ભારમાંને ભારમાં બોળાયાજ
રહેવાના.

**દેવાને વાસ્તે શિક્ષા જોઇએ.**—ઘણાખરા માણસો
પોતાના મોટા દેવા વિષે થોડુંજ જાણે છે. પાપ એ પ-
રમેશ્વરની વિરૂદ્ધ બંડ કરાવે છે અને મહાપિતાની મહેર-
બાનીથી વિરૂદ્ધ ચલાવે છે. આપણા ઉપર મહા દયા રાખનાર
જે ઇશ્વર તેના ઉપરની શ્રદ્ધા ઓછી કરેછે. એ પાપનો મુ-
સારો પૂરો થાય કે મૃત્યુ આવે છે, આવાં પાપ જ્યાં સુધી
માણસમાં રહે ત્યાં સુધી તેને ભોગવવાં પડેછે.

**શી રીતે આ દેવું ઓછું થાય.**—સારો શાહુકાર આ-
પણી રહેણી કરણી જાણી આપણા ઉપર જે દેવું હોય તે
મહેરબાનીથી ઓછું કરેછે. બાપ પોતાના છોકરાને પૈસા
ધંધો કરવાસારૂ આપે તે દયા જાણી માફ કરેછે તેમ આપણો
પવિત્ર પિતા આપણા પાછલા કર્મનો પસ્તાવો અને આપણી
રહેણી કરણી સારીને પવિત્ર તથા ધાર્મિક બુદ્ધિવાળી જાણીને
આપણું દેવું માફ કરેછે. જો કોઇ માણસ સરકારની સામું
બંડ કરે તોપણ સરકાર તેના સારા ગુણને લીધે માફી આપે

૭. જે કેદીને જન્મ દેશનિકાલની સજા થઈ હોય તોપણ તેની સારી ચાલથી તેને માફી મળેછે. તેમજ પ્રભુ પણ આ-પણી સદ્‌વૃત્તિ થાય તો એ દેવાની માફી આપે માટે ભ-ગવાનની મેહેરખાની માગો ને રૂડે માર્ગે ચાલો કે તમારા મોટા દેવામાંથી મુક્ત થાઓ. વથાસ્તુ.

